# ભગવાન મહાવીરની અંતિમ શિક્ષાઓ

અને

## ઉદયપુર ચાતુર્માસ



પ્રકાશક :
કોઠારી કોળાલાલભાઇ ડુંગરશી
પાલણપુર (ઉ. ગુજરાત)

॥ वंदे वीरम् ॥

ભગવાન મહાવીરની અંતિમ

# શિક્ષાઓ

અને

# ઉદયપુર ચાતુર્માસ

---

સંગ્રાહકઃ

વિદ્યાજીજ્ઞાસુ મુનિશ્રી વર્દ્ધમાનજી મહારાજ

---

સંકલનકર્તાઃ

મનોહર વ્યાખ્યાની પંડિત મુનિશ્રી ચંપાલાલજી મહારાજ

---

સ્વ. કોઠારી ડુંગરશીભાઇ ફતેચંદભાઇના
ધર્મપત્ની મહુર્મ સોનાબાઈની યાદગીરીમાં
તેમના પુત્ર શ્રી. કોઠારી ફોજાલાલભાઈ
ડુંગરશીભાઈ પાલનપુર નિવાસી તરફથી ભેટ.

પ્રકાશક:

કોઠારી ફોજાલાલભાઈ ડુંગરશી.
પાલણપુર, ( ઉ. ગૂજરાત )

અનુવાદક:

સંઘવી જીવણલાલ છગનલાલ
તંત્રી " સ્થાનકવાસી જૈન "



કિંમત અમૂલ્ય

卐

આવૃત્તિ ૧ લી — પ્રત ૧૦૦૦

વિક્રમ સં. ૧૯૯૬ — વીર સં. ૨૪૬૬

મુદ્રક: શા. કેશવલાલ સાંકળચંદ
મુદ્રણસ્થાન: ધી વીરવિજય પ્રિ. પ્રેસ
સલાપસ, ક્રોસ રોડ : : : અમદાવાદ

# સમર્પણ

તીર્થસ્વરૂપ સ્વ. પૂજ્ય પિતાશ્રી કોઠારી ડુંગરશીભાઇ ફતેચંદભાઈ તથા સ્વ. પૂ. માતુશ્રી સોનાબાઇની પવિત્ર સેવામાં—

આપનો ધર્મ પ્રત્યેનો અદ્‌ભુત પ્રેમ, ધાર્મિક ક્રિયાઓ કરવાની અત્યંત રૂચિ, જૈનધર્મનાં તત્ત્વોનો પ્રચાર કરવાની આપની તત્પરતા, સ્વધર્મ પરાયણ બનવાનો આપનો ખંત, સ્વજ્ઞાતિ–પરજ્ઞાતિની ઉન્નતિ થાય તેવી ઝંખના, આપ બંનેની ધર્મ, વ્યવહાર અને નીતિ વિષયક સદાચાર-પાલનની અતિ ઉત્સુકતા, તથા આપે મૂળથીજ મ્હારામાં જૈનત્ત્વનાં સુસંસ્કારો રેડવામાં ધરાવેલી કાળજી; ઇત્યાદિ આપના અનેક સદ્‌ગુણોથી આકર્ષાઇને આપની મીઠી યાદ સદૈવ જાગૃત રહે તે માટે, તત્ત્વભૂમિના પથિકો માટેનું આ તાત્ત્વિક પુસ્તક આપના પરોક્ષ ચરણકમળમાં સમર્પણ કરી હું કંઈક અંશે કૃતાર્થ થાઉં છું.

મુઃ પાલણપુર
ત. ૧૧–૯–૧૯૪૦

લી. આપનો વિનીત પુત્ર–
કોઠારી ફોજાલાલ ડુંગરશી

## શ્રીમાન ઉદયપૂર નરેશ તરફથી
## આવેલ પત્રની નકલ

---

UDAIPUR,
Mewar
The 25th April 1939

The Secretary
**Shri Jain Shri Sangh**
**Beawar.**

DEAR SIR,

In reply to your letter dated the 23rd instant addressed to His Highness the Maharana Sahib Bahadur, I am directed to inform you that His Highness would have very much liked if Muni Shri Chauthmalji could come here during Chaumasa. But on account of his old age and long way, he may do as he pleases to suit his convenience.

Yours faithfully
(signature)
**Private Secretary**

# શ્રી જૈનોદય પુસ્તક પ્રકાશક સમિતિ,

## રતલામ

ના

## જન્મદાતા

### શ્રીમાન્ જૈન દિવાકર પ્રસિદ્ધ વક્તા પંડિત
### મુનિ શ્રી ચૌથમલજી મહારાજ

**સ્તમ્ભ**

| | |
|---|---|
| શ્રીમાન્ દાનવીર રાયબહાદુર શેઠ કુંદનમલજી લાલચન્દજી સા૦ | બ્યાવર |
| ,, શેઠ નેમીચન્દજી સરદારમલજી સા૦ | નાગપુર |
| ,, ,, સરૂપચન્દજી ભાગચન્દજી સા૦ | કલમસરા |
| ,, ,, પુનમચન્દજી ચુનીલાલજી સા૦ | ન્યાયડોંગરી |
| ,, ,, બહાદરમલજી સૂરજમલજી સા૦ | યાદગિરી |
| ,, ,, તખતમલજી સૌભાગમલજી સા૦ | જાવરા |

**સંરક્ષક**

| | |
|---|---|
| ,, ,, શ્રેમલજી લાલચન્દજી સા૦ | ગુલેદગઢ |
| ,, ,, લાલા રતનલાલજી સા૦ મિત્તલ | આગરા |
| ,, ,, ઉદેચન્દજી છોટમલજી સા૦ | ઉજ્જૈન |
| ,, ,, છોટેલાલજી જોડમલજી સા૦ | કનેરા |
| ,, ,, મોતીલાલજી સા૦ જૈન વૈદ | મૌંગરોલ |
| ,, ,, સૂરજમલજી સાહેબ | ભવાનીગંજ |
| ,, ,, વકીલ રતનલાલજી સા૦ સર્રાફ | ઉદયપુર |
| શ્રીમાન્ શેઠ કાલૂરામજી સા૦ કોઠારી | બ્યાવર |
| ,, ,, કુંદનમલજી સરૂપચન્દજી સા૦ | બ્યાવર |
| ,, ,, દેવરાજજી સા૦ સુરાના | બ્યાવર |
| ,, ,, નાથૂલાલજી છગનલાલજી સા૦ | મલ્હારગઢ |

શ્રીમાન્ તારાચન્દજી ડાહજી પુનમિયા સાદડી (મારવાડ)
શ્રી મહાવીર જૈન નવયુવક મંડલ, ચિતૌડગઢ
શ્રી શ્વે૦ સ્થા૦ શ્રી સંઘ, બડીસાદડી (મેવાડ)
શ્રીમતી પિસ્તાબાઈ, લોહામન્ડી આગરા
,, રાજીબાઈ, બરોરા (સી૦ પી૦)
,, અનારબાઇ, લોહામંડી આગરા
,, ચન્દ્રપતિબાઇ સબ્જી મંડી, દેહલી
શ્રીમાન્ મોહનલાલજી સા૦ વકીલ ઉદયપુર
શ્રીમાન્ શેઠ મિશ્રીલાલજી નાથૂલાલજી સા૦ કોટા
,, ,, લખમીચન્દજી સંતોકચન્દજી સા૦ મુરાર
,, ,, ચમ્પાલાલજી સા૦ અલીજાર બ્યાવર
,, ,, નેમીચન્દજી :શીકરચન્દજી સા૦ શિવપુરી
,, ,, ફૂલચંદજી સા૦ જૈન કાનપુર
,, ,, પૃથ્વીરાજજી દુધેડિયા ધૂલિયા
,, ,, ઈન્દરમલજી જૈન હાથરસ
,, ,, ગુલરાજજી પૂનમચન્દજી મદનગંજ (કિશનગઢ)
,, ,, નવલરામજી ગોકુલચન્દજી લસાણી (મેવાડ)
,, ,, જાલમસિંહજી કેશરીસિંહજી ચૌધરી નીમચ (માલવા)
,, ,, શાહજી શ્રી ઇન્દરમલજી માંગીલાલજી ડાંગી
ગંગધાર (મેવાડ)
,, ,, સ્વર્ગીય શેઠ હીરાલાલજી સંચેતીના ધર્મપત્ની
શ્રીમતી પાનબાઈ ભાલોટ (માલવા)
શ્રી શ્વે૦ સ્થા૦ જૈન મહાવીર નવયુવક મંડલ,
ડુંગલા (ટાંક સ્ટેટ)

**મેમ્બર**

શ્રીમાન્ શેઠ ફૂલચન્દજી ભેરૂલાલજી મહતા ડુંગલા (ટાંક સ્ટેટ)
,, ,, ઉદયરામજી કાલૂરામજી ધાણુકી (વરાર)

---

# ભગવાન મહાવીરની અંતિમ શિક્ષાઓ

भिन्नेभकुम्भगल दुज्जवल शोणिताक्त-
मुक्ताफल प्रकरभूषित भूमिभागः ।
बद्धक्रमः क्रमगतं हरिणाधिपोऽपि,
नाक्रामति क्रमयुगाचल संश्रितंते ॥

હિન્દૂ કુળ-સૂર્ય મહારાણા સાહેબ !

આપનું જ્યારે દિલ્હી આગમન થયું હતું ત્યારે આપે ઉદયપુરમાં આવતું ચોમાસું કરવાની મને પ્રેરણા કરી હતી. દિલ્હીથી વિહાર કરી જ્યારે હું રાજપુતાનામાં પહોંચ્યો ત્યારે વળી આપે આપના બે અધિકારીઓને મારી પાસે મોકલ્યા અને તેઓએ કિશનગઢમાં આવીને, ઉદયપુરમાં ચાતુર્માસ કરવાની સ્વીકૃતિ મેળવી લીધી. આ સ્વીકૃતિથી હું ઉદયપુરમાં ચાતુર્માસ કરવા માટે બંધાઇ ચૂકયો હતો. અન્ય સ્થળે ચાતુર્માસ કરવા માટે હવે આપની સ્વીકૃતિની આવશ્યકતા હતી. ઉષ્ણ ઋતુ આવી જવાથી તથા વૃદ્ધાવસ્થાનાં કારણે તીવ્ર વિહાર કરવાની અનુકુળતા ન દેખતા, બ્યાવરના શ્રીસંઘે . બ્યાવરમાં જ ચાતુર્માસ કરવાની મંજુરી આપવાની આપની પાસે વિનંતિ કરી. આપનો જે ઉત્તર બ્યાવર શ્રીસંઘને મળ્યો તેમાં આપે ઉદયપુરમાં જ ચાતુર્માસ કરવાની ઈચ્છા પ્રગટ કરી. બ્યાવર શ્રીસંઘ આથી કંઇક હતાશ બન્યો અને મેં મારા શિષ્યવર્ગ સાથે ઉદયપુર આવવાનો નિર્ણય કરી લીધો. આથી આ ચાતુર્માસ ઉદયપુરમાં થયું.

આપે, મારા અહિંના આગમનને દિવસે, શ્રાવણના પર્યુષણોમાં, તેમજ તપસ્વી મુનિ નેમિચંદ્રજીની ૫૩ દિવસની તપસ્યાના પૂરને દિવસે, આખા મેવાડમાં અગતો પળાવીને સર્વ પ્રકારની જીવહિંસા બંધ કરાવી દીધી. ખરેખર, આપે મુંગા પ્રાણીઓ પર મહાન ઉપકાર કર્યો છે. એથી આપને મહાન લાભ થશે.

આપનો મારા પ્રત્યે જે સદ્ભાવ છે તે આપના અંતઃકરણના ધર્માનુરાગને સૂચિત કરે છે. આપનો આ ધર્માનુરાગ અન્ય નરેશો સમક્ષ એક મહાન્ આદર્શ ઉપસ્થિત કરે છે. મેવાડ પ્રાચીનકાળથી જે સભ્યતા અને સંસ્કૃતિની પ્રાણથી રક્ષા કરતું આવ્યું છે તે, ઇતિહાસપ્રેમી પ્રત્યેક વિદ્યાર્થી ગૌરવ સાથે જાણે છે. તેજ માર્ગ પર આપનું અનુગમન દેખીને કોને પ્રસન્નતા ન થાય? અસ્તુ:

આપના નગરની જનતાએ મારા નિમિત્તથી સારો લાભ ઉઠાવ્યો છે અને એથી આ બધાનો સંપૂર્ણ યશ આપને જ ઘટે છે એમ કહીયે તો તે ખોટું નથી.

શ્રમણ ભગવાન મહાવીર વિશ્વની અણમોલ વિભૂતિ હતી. તેમનો ઉપદેશ અતિશય વ્યાપક અને સાર્વજનિક હતો. જો કે તે ઉપદેશ અત્યારે પ્રાયઃ વૈશ્યવર્ણમાં જ મર્યાદિત થઈ ગયો છે અને એથી સામાન્ય જનતા એમ સમજી બેઠી છે કે, ભગવાન મહાવીરનો સંદેશ માત્ર એક વર્ણ સુધી જ મર્યાદિત છે અથવા થોડાક લોકોને માટે છે; પરન્તુ જેઓ ભગવાનનો ઉપદેશ સારી રીતે સમજેલા છે અને જે વિદ્વાનોએ તે કાળના ઈતિહાસ પર દૃષ્ટિપાત કર્યો છે તેઓ સારી રીતે

જાણે છે કે, મહાવીરસ્વામીનો ઉપદેશ પ્રત્યેક પ્રાણી માટે ઉપયોગી હતો. ક્ષત્રિય રાજાઓ તો વિશેષ પ્રમાણમાં ભગવાન મહાવીરના અનુયાયીઓ હતા. મહાવીરસ્વામી પોતે ક્ષત્રિય કુલ-કમલ-દિવાકર હતા. સમ્રાટ શ્રેણિક તે વખતે તેમના મુખ્ય ઉપાસકોમાં એક હતા. શ્રેણિક રાજા ઉપરાંત અન્ય સેંકડો રાજાઓ તેમના ઉપદેશાનુસાર પોતાનું જીવન વ્યતિત કરતા પ્રજાનું પાલન કરતા હતા.

ભગવાન મહાવીરનો અંત સમય પાવાપુરી (બિહાર)માં વ્યતિત થયો હતો. પાવાપુરીના છેલ્લા ચાતુર્માસમાં તેમણે અઢાર દેશના રાજાઓ તથા નાગરિકોની જીવનશુદ્ધિને માટે જે શિક્ષાઓ આપી હતી તેજ શિક્ષાઓ આજે હું આપની સમક્ષ કહી સંભળાવવા ઈચ્છું છું. આત્મકલ્યાણની સાથે સાથે જગતનું કલ્યાણ ઈચ્છનાર પ્રત્યેક વ્યક્તિના જીવનવિકાસને માટે આ શિક્ષાઓ અત્યંત કિંમતી સાધન છે.

## એક

મનુષ્યને પોતાનું જીવન ઉન્નત બનાવવા માટે નમ્ર થવું જોઈએ. ધર્મની મૂળ શક્તિ વિનય-નમ્રતા છે. જ્યાં નમ્રતા છે ત્યાં ઉત્થાન છે, વિકાસ છે, પ્રગતિ છે. નમ્રતા રૂપ શક્તિના અભાવે ધર્મરૂપી મહેલ ઉભો રહી શકતો નથી. જેનું અંતઃકરણ નમ્રતાથી નિર્મળ છે તેના જ અંતઃકરણમાં ધર્મ પોતાનું આસન જમાવે છે. જ્યાં નમ્રતા નથી પણ અહંકાર છે ત્યાં સદ્‌ગુણ રહી શકતો નથી. અહંકારી વ્યક્તિમાં એક પ્રકારનું માનસિક આંધળાપણું આવી જાય છે. આ આંધળાપણું અલૌકિક હોય છે. તેનામાં બીજાના વિદ્યમાન

સદ્‌ગુણો દૃષ્ટિગોચર થતા નથી; એટલું જ નહિ પણ પોતાનામાં ગુણ ન હોવા છતાં પણ પોતાને ગુણ ને ગુણ જ દેખાયા કરે છે. આથી તે બીજા ગુણીજનો પ્રત્યે આદરભાવ રાખી શકતો નથી અને તેનું પરિણામ એ હોય છે કે, તે ગુણોથી વંચિત રહી જાય છે. ધર્મથી તેનું અંતઃકરણ શૂન્ય બની જાય છે. એટલે ધર્મારાધનની ઇચ્છા રાખનારે સૌથી પહેલાં નમ્રતા ધારણ કરવી જોઈએ.

ધર્મ, વ્યક્તિઓની પરિસ્થિતિ અને શક્તિના આધાર પર બે વિભાગોમાં વિભક્ત કરવામાં આવ્યો છે. એક મુનિ-ધર્મ અને બીજો ગૃહસ્થધર્મ. જે મહાભાગ્ય સંસારથી સર્વથા ઉદાસીન બની ગયો છે અને સઘળા સાંસારિક વ્યાપારોનો પરિત્યાગ કરીને આધ્યાત્મિક વિશુદ્ધતાની પ્રાપ્તિમાં સતત્ પ્રયત્નશીલ રહે છે તે, હિંસા, અસત્ય, ચોરી, સંભોગ અને મમત્વનો સર્વથા–પૂર્ણ રૂપે ત્યાગ કરી દે છે. તેની સાથે સાથે અન્યાન્ય અનેક આચારોનું પાલન કરે છે. તે જ મુનિ-ધર્મ કહેવાય છે.

ગૃહસ્થ લોકો સાંસારિક કાર્યોથી વિરકત નથી હોતા. તેઓને પોતાની તથા પોતાના પરિવાર આદિની આજીવિકા વગેરે માટે જુદાં જુદાં પ્રકારનાં કાર્યો કરવા પડે છે. તેઓ હિંસા આદિનો સર્વાંશે ત્યાગ કરવામાં અસમર્થ હોય છે. તેમની આધ્યાત્મિક પ્રગતિ ઘણી મર્યાદિત હોય છે; એટલે તેઓ માત્ર નિરપરાધી ત્રસ ( જંગમ ) જીવોની હિંસાનો ત્યાગ કરે છે, મોટું અસત્ય બોલતા નથી, રાજ્ય દંડનીય તથા લોક નિંદનીય ચોરી કરતા નથી, પરસ્ત્રીનો ત્યાગ કરીને

સ્વસ્ત્રીમાં જ સંતુષ્ટ રહે છે અને પરિગ્રહની મર્યાદા કરી લ્યે છે. પર્વ દિવસોમાં સર્વથા–પૂર્ણ બ્રહ્મચર્ય પાળે છે. આ ગૃહસ્થધર્મ છે.

## બે

મુનિધર્મ તથા ગૃહસ્થધર્મ એ બંને, આત્માને મુક્તિને માર્ગે લઈ જાય છે. પ્રશ્ન માત્ર વહેલા મોડા ( શીઘ્રગતિ અને મંદગતિ )નો છે. મુનિધર્મને અંગીકાર કરનારા જલ્દીથી મુક્તિ મેળવે છે જ્યારે શ્રાવકધર્મને પાળનારા થોડાક વિલંબ પછી મુક્તિ પામે છે. પોતાની આધ્યાત્મિક તૈયારીનો વિચાર કરીને, અંતઃકરણથી કોઇપણ ધર્મ અંગીકાર કરી શકાય; પરન્તુ તેનું પાલન દૃઢતાપૂર્વક કરવું જોઇએ. જેવી રીતે વમન કરેલ વસ્તુ ફરીથી ખાઈ શકાતી નથી, તેવી જ રીતે ત્યાગી દીધેલ વિષયો ફરી ભોગવી શકાતા નથી. આ ઉપરાંત કોઈ પણ પ્રકારનું કષ્ટ આવતાં–ઘોરમાં ઘોર વિપત્તિનો પહાડ તૂટી પડતાં પણ અંગીકાર કરેલ ધર્મનો પરિત્યાગ ન કરવો જોઇએ. આપત્તિઓનાં તરંગોમાં જેઓ મજબુત ચટાઈની માફક અટલ રૂપે દૃઢ રહે છે તે વિજયી બને છે અને પોતાના ધર્મની રક્ષા કરે છે. જેઓ પોતાના ધર્મની રક્ષા કરે છે તેઓની રક્ષા ધર્મ કરે છે. અર્થાત્ જો મોટરકારની માફક મુક્તિમાર્ગે દ્રુતગામી મુનિધર્મનું અથવા હાથગાડીની માફક મંદગામી ગૃહસ્થધર્મનું પાલન કરવું હોય તો સંપૂર્ણ શક્તિ લગાવીને દૃઢતાપૂર્વક તેનું પાલન કરવું જોઈએ. જે કોઇપણ જાતનું વિઘ્ન આવતાં ધર્મને ત્યાગી દે છે તે પતનને માર્ગે ચાલ્યો જાય છે.

## ત્રણ

ધર્મમાં દૃઢ રહેવાનો આદેશ એટલા માટે છે કે, આ જીવને ચાર ચીજો મળવી ઘણી દુર્લભ છે. તે ચાર ચીજો છે-(૧) મનુષ્યત્વ, (૨) ધર્મ શ્રવણ, (૩) ધર્મશ્રદ્ધા અને (૪) ધર્માચરણ.

ભગવાને મનુષ્યત્વને સૌથી પહેલું દુર્લભ બતાવ્યું છે. તેનું કારણ એ છે કે, અનેક પ્રાણીઓ એવા છે કે જેઓએ મનુષ્યનો આકાર ધારણ કર્યો હોય છે એથી મનુષ્ય કહેવડાવે છે; પરન્તુ તેમનામાં ખરી રીતે મનુષ્યત્વ હોતું નથી. મનુષ્ય અને મનુષ્યત્વમાં મોટું અંતર છે. મનુષ્ય હોવા છતાં પણ મનુષ્યત્વની જેમને પ્રાપ્તિ થઇ ચુકી છે એવા પુણ્યશાળી જીવો જગતમાં માત્ર ગણ્યાગાંઠયા જ છે. એટલે જેઓને મનુષ્યજન્મ પ્રાપ્ત થયો છે તેઓએ મનુષ્યત્વ પ્રાપ્ત કરવું જોઇએ. આહાર, નિદ્રા, ભય અને વિષયભોગ આદિ વૃત્તિઓ પશુઓમાં પણ હોય છે. પશુઓમાં ધર્મારાધનાની ન્યૂનતા છે. એટલે ધર્મ કરવાની બાબતમાં જ મનુષ્ય અને પશુઓમાં તફાવત છે. અર્થાત્ ધર્મ વગરનો મનુષ્ય પશુસમાન છે.

પુણ્યના ઉદયથી કોઇને મનુષ્યત્વની પ્રાપ્તિ થવા છતાં પણ, ધર્મશાસ્ત્રો શ્રવણ કરવાનો સુયોગ મળવો દુર્લભ હોય છે. યથાર્થ અને હિતકારી ધર્મશાસ્ત્ર સાંભળવામાં અનેક વિઘ્નો આવી પડે છે. પ્રથમ તો જીવ આમોદ-પ્રમોદમાં એટલો મગ્ન બની જાય છે કે, તેને પોતાને જ ધર્મશાસ્ત્ર સાંભળવાની ઇચ્છા થતી નથી. સદ્ભાગ્યે કદાચ ઇચ્છા થઇ, તો ધર્મશાસ્ત્રનાં નામ પર અધર્મશાસ્ત્ર સંભળાવનાર સ્વાર્થ સાધુઓની જગતમાં

કમીના નથી. તેઓ આડી અવળી અને મનઃકલ્પિત વાતો સંભળાવીને તેની ઈચ્છાઓને દબાવી દે છે. આવી રીતે ધર્મ-શાસ્ત્ર–આત્મકલ્યાણનું પ્રરૂપણ કરનારા સિદ્ધાન્તો સાંભળવાનો સુઅવસર મળવો અતિ દુર્લભ છે.

ધર્મશાસ્ત્ર સાંભળવાનો સુયોગ મળવા છતાં પણ, તેના પર શ્રદ્ધા થવી અતિ દુર્લભ છે. ઘણા મનુષ્યો એવા હોય છે કે, જેઓ ધર્મોપદેશ તો સાંભળે છે પણ એક કાનેથી સાંભળીને બીજા કાનેથી તે જ વખતે બહાર કાઢી નાખે છે. તે પર તેમની શ્રદ્ધા નથી થતી. શ્રદ્ધા વગર અંતઃકરણમાં દૃઢતા આવતી નથી. દૃઢતા વગર તેમનું ચિત્ત ચંચળ રહે છે અને ચંચળતાને લીધે તેઓ પોતાના કર્તવ્યનો નિશ્ચય કરી શકતા નથી. તેઓ એક પ્રકારથી સંશયશીલ હોય છે.

જો કોઈનું પુણ્ય કદાચ પ્રબળ થયું અને તેને સન્માર્ગ પ્રત્યે શ્રદ્ધા પણ થઇ, તો પણ તે માર્ગ પર ચાલવું ઘણું કઠણ હોય છે. જગતનાં અનેક પ્રલોભનો તેની પ્રગતિ રૂંધી નાખે છે. અને શ્રદ્ધા થવા છતાં પણ મનુષ્ય તે પ્રલોભનો પર વિજય મેળવી શકતો નથી. જેવી રીતે ખુજલીવાળો સારી રીતે જાણે છે કે ખજવાળવાથી પરિણામે વધારે દુઃખ ભોગવવું પડશે; છતાં પણ તે ખજવાળવાના લોભ પર સંયમ રાખી શકતો નથી. તેવી જ રીતે અનેક પ્રાણીઓ હિંસાદિ પાપ-કાર્યોને દુઃખનું કારણ સમજતા હોવા છતાં, તેનો ત્યાગ કરતા નથી. આ પ્રમાણે ધર્મશ્રદ્ધાની પ્રાપ્તિ થઈ જવા છતાં પણ ધર્માચરણની પ્રાપ્તિ થવી અત્યંત કઠણ છે. જેઓને આ ચાર દુર્લભરત્નોની પ્રાપ્તિ થઈ છે તેઓને ખરેખર ધન્ય છે. જેઓને

એક-બે-ત્રણ રત્નો જ મળ્યાં છે તેઓએ વધારે મેળવવા માટે સતત્ પ્રયત્ન કરવો જોઇએ. એ જ આ માનવજીવનની સર્વોત્કૃષ્ટ સાધના છે. એ જ શાશ્વત સુખનો માર્ગ છે. એ જ આત્મકલ્યાણનું અદ્વિતીય દ્વાર છે અને એમાં જ જીવનની અંતિમ સાર્થકતા છે.

## ચાર

શુભ પ્રવૃત્તિ અથવા ધર્માચરણ કરવા માટે આયુષ્યની જરૂર છે. આયુષ્ય લાંબું ન હોય અને ગર્ભમાં અથવા જન્મ લેતાં જ, તે સમાપ્ત થઈ ગયું તો ધર્મની આરાધના શી રીતે કરી શકાય ?

આયુષ્ય પાણીના પરપોટા સમાન ચપલ છે અને જીવન વિદ્યુત્‌ના ચમકાર સમું ક્ષણભંગુર છે. આજે, આ પળે, જે જીવન વિદ્યમાન છે તે, એક ક્ષણ પછી વિદ્યમાન રહેશે કે નહિ તે પણ નક્કી નથી. આવી દશામાં આયુષ્યનો ભરોસો ન રાખતાં, જલ્દીમાં જલ્દીથી ધર્મની આરાધના કરીને, આત્મકલ્યાણનો માર્ગ પ્રશસ્ત બનાવવો જોઇએ. કોઈપણ ક્ષણે આયુષ્યનો અંત આવી શકે છે અને તેનો અંત આવતાં, સ્વજન-સ્નેહી, સેના આદિ કોઈપણ તે મનુષ્યને બચાવી શકતાં નથી. ધનનો અક્ષય ભંડાર એમનો એમ રહી જાય છે, ચક્રવર્તીઓની વિશાળ સેના તાકતી રહી જાય છે, આત્મીયજનો રોતાં કકળતાં બેસી રહે છે, કોઈનો ઉપાય ચાલતો નથી. આયુષ્ય વિજળીની માફક ક્ષણિક ચમકારો બતાવીને અસ્ત થઈ જાય છે, સંધ્યા સમયની લાલિમા સમાન જોતજોતામાં મૃત્યુના ભીષણ અંધકારમાં વિલીન બની જાય છે. એટલે

પોતાના જીવનકાળમાં જે પુણ્યપ્રવૃત્તિઓ કરવાનો નિશ્ચય કર્યો છે તે કરવામાં વિલંબ ન કરવો તે જ ઉચિત છે; કેમકે આયુષ્યનો ભરોસો નથી.

## પાંચ

જગતમાં એક એકથી ચડીયાતા રાજા, મહારાજા, સમ્રાટ, ચક્રવર્તી અને ધનકુબેર તથા પરાક્રમી પુરુષો થયા છે. તેઓની વીરતા અને ધીરતાની કથાઓ લોકોને ચકિત કરી મૂકે છે. એક સમયે તેમના પ્રબળ પ્રતાપે આખું જગત્ થરથરતું હતું; પરન્તુ આજે જગત્માં તેઓમાંનો એક પણ શૂરવીર યા સમ્રાટ દૃષ્ટિગોચર થતો નથી. જેમણે જેમણે જન્મ ધારણ કર્યો છે તેઓ સઘળા મૃત્યુના ભીષણ ઉદરમાં સમાયા છે. આથી સ્પષ્ટ છે કે, આયુષ્ય ગમે તેટલું લાંબું હોવા છતાં પણ એક દિવસ તો તેનો અંત આવવાનો જ છે. જન્મ ધર્યો એટલે મૃત્યુ તો અનિવાર્ય જ છે. જો તે અનિવાર્ય છે તો પછી આપણે તેનું સ્વાગત કરવા હમેશાં તત્પર રહેવું જોઇએ. જીર્ણ–શીર્ણ કલેવરમાંથી નવિન શરીરમાં પહોંચાડનાર મૃત્યુરૂપી મિત્રથી ભયભીત બનવાનું શું કારણ છે? આપણે જીવનપર્યંત જે તીવ્ર તપશ્ચરણ અથવા અન્ય પ્રશસ્ત પ્રવૃત્તિઓ કરીએ છીએ તેનું ફલ પ્રાય: પરલોકમાં મળે છે અને તે પરલોકમાં પહોંચાડનાર મૃત્યુ છે. આ દૃષ્ટિએ પણ મૃત્યુ દુ:ખનું કારણ નથી.

જેમ જીવન એક ઉચ્ચ શ્રેણિની કલા છે તે જ પ્રકારે મૃત્યુ પણ એક કલા છે. તરફડી–તરફડીને મરનાર અથવા મૃત્યુનું નામ માત્ર સાંભળીને કંપી ઉઠનાર માનવકીડા મૃત્યુની ચુંગાલમાંથી કદી છૂટી શકતો નથી; એટલું જ નહિ પણ તે

પોતાના મૃત્યુને કલાહીન–નિ:રસ–શુષ્ક બનાવી દે છે. જેઓ સમભાવનો આશ્રય લઇને જીવન મરણમાં અનુરાગ–વિરાગ નથી રાખતા, તેઓનો પરલોક સુધરી જાય છે. આનું તાત્પર્ય એ છે કે, જેનું મરણ સુધરી જાય છે તેનું ભવિષ્ય સુધરી જાય છે અને જેનું મરણ બગડી જાય છે તેનું ભવિષ્ય પણ બગડી જાય છે.

જેનું જીવન પ્રારંભથી અંતકાળ સુધી પાપ ને પાપમાં જ વ્યતિત થયું હોય છે તેનું મૃત્યુ અપ્રશંસનીય છે અને જેણે પુણ્યાનુષ્ઠાનોમાં પોતાના જીવનને જોડયું છે તેનું મૃત્યુ પ્રશંસનીય અને ધન્યવાદને પાત્ર છે. મૃત્યુસમયની ભાવના સમસ્ત જીવનનું પ્રતિબિંબ છે. જેણે પોતાનું જીવન સારી કે નરસી રીતે વિતાવ્યું હોય છે તેની અંતિમ ભાવના પણ પ્રાય: તેવી જ સારી યા નરસી હોય છે. એટલે ધર્મમય તેમજ ન્યાયપુર:સર જીવન વિતાવવું જોઈએ. આમ કરવાથી મૃત્યુ પણ હિતકારી થશે. પ્રશસ્ત જીવન વિતાવનાર સત્પુરુષ જ ભવિષ્યમાં સુખી, સમૃદ્ધ, સમ્પન્ન અને અગ્રગણ્ય તેમજ માનનીય બની શકશે.

૯૭

આત્મા શાશ્વત પદાર્થ છે. તે અનાદિકાળથી અગણિત ભવપરંપરામાં ભ્રમણ કરતો આવ્યો છે; છતાં પણ તે પોતાનાં રૂપમાં સ્થિત છે. એવી જ રીતે આગળ પણ હમેશાં તેની અબાધિત સત્તા કાયમ રહેશે. તેનો કદાપિ વિનાશ થતો નથી. આત્મા મૃત્યુ પછી પરલોકમાં પ્રયાણ કરે છે. આ લોકમાં કોઇ ભલે મહાન પંડિત થઈ ગયો હોય, ભલે તેણે

અનેક શાસ્ત્રોમાં નિપુણતા મેળવી હોય, ભલે તેણે વિવિધ ભાષાઓ પર પોતાનો કાબુ જમાવ્યો હોય, ભલે તે પોતાને બૃહસ્પતિનો મોટો ભાઈ સમજી બેઠો હોય, પણ તેથી કાંઈ પરલોક સુધરી શકતો નથી. જ્ઞાનનું ફલ સદાચાર છે. જેણે જ્ઞાનવડે સદાચારરૂપી સુફળ પ્રાપ્ત કર્યું નથી તેનું જ્ઞાન નિષ્ફળ છે. કોઈ કોઈ વાર તો જ્ઞાન વિકૃત બનીને અનર્થનું કારણ પણ બની જાય છે. વિકૃત જ્ઞાનવાળી વ્યક્તિ કોઈ પણ જાતના આધાર વગર તર્કવિતર્ક કરીને, સ્વર્ગ નરકાદિના અસ્તિત્વનો નિષેધ કરે છે અને પોતાની સાથે અનેક સરળ જીવોને લઈને ડૂબે છે. જગતમાં અનેક પ્રકારની નાસ્તિકતાના પ્રવર્તક કુજ્ઞાનીઓ જ હોય છે. આવી સ્થિતિમાં આધ્યાત્મિકતા વગરનું જ્ઞાન પરલોકમાં શી રીતે સહાયક બની શકે ? કાયદાનો શ્રેષ્ઠ નિષ્ણાત હોવા છતાં પણ જો તે ચોરી કરે તો તે દંડને પાત્ર બને છે એવી જ રીતે શાસ્ત્રનો નિપુણ જો અશુભ પ્રવૃત્તિ કરે તો તે પરલોકમાં દુઃખને પાત્ર બને છે. તેનું અગાધ જ્ઞાન પરલોકની ઘોર યાતનાઓથી તેનું રક્ષણ નથી કરી શકતું. જેઓ જ્ઞાનના મદમાં ઉન્મત્ત બનીને સત્ અસત્નો વિવેક ભૂલી જાય છે, જેઓ પોતાના પાંડિત્યનાં બળ પર જનતા સમક્ષ અસત્ય માર્ગ ઉપસ્થિત કરીને તેઓના અકલ્યાણનું કારણ બને છે તેઓને અંતે ભયંકર વેદનાઓના શિકાર બનવું પડે છે. એટલે જ્ઞાનની સાર્થકતા સદાચારમાં છે. જે સદાચારથી સંપન્ન છે, તે જ જ્ઞાનવાન છે, તે જ વિદ્વાન છે. પોતાની પ્રશસ્ત પ્રવૃત્તિઓથી બીજાઓ સમક્ષ સદાચારનો કલ્યાણકારી માર્ગ રજુ કરે છે તેનું જ્ઞાન ભલે થોડું હોય તો પણ તે ધન્ય છે, કૃતાર્થ છે.

જ્ઞાન જો સુંદર પુષ્પ છે તો સદાચાર તેનાથી ઉત્પન્ન થનાર મધુર ફળ છે. આચરણથી જ જ્ઞાનનું મૂલ્ય આંકી શકાય છે.

## સાત

મનુષ્ય પોતાની ચાલુ પરિસ્થિતિમાં ઉપર દર્શાવેલી વસ્તુ ભૂલી જાય છે તેના જીવનમાં હમેશાં આજ પરિસ્થિતિ ઘર કરે છે, પરિણામે તેનું ભવિષ્યનું આખું જીવન આવી જ પરિસ્થિતિમાં પસાર થાય છે. તે પોતાના યૌવનમય શરીરના અનુરાગમાં મસ્ત રહે છે. શરીરને પોતાનું સર્વસ્વ સમજે છે. તેનાં પોષણમાં જ તે રાતદિવસ મગ્ન રહે છે. તેને માટે ભક્ષ્યાભક્ષ્યનો પણ તે વિચાર કરતો નથી; તે તો એમજ સમજે છે કે, આ શરીર નિત્ય છે અને નિત્ય રહેશે, પણ આ અવિવેક છે—અવિવેકની પરાકાષ્ટા છે. શરીર ક્ષણભંગુર છે. આજે છે, કાલે નષ્ટ થઈ જશે. હમણાં છે, હમણાં નહિ રહે.

એક જાગીરદાર એક બકરાને ખૂબ દાણા ખવરાવી–ખવરાવીને પુષ્ટ કરતો હતો.× એકવાર તે જાગીરદારને ઘેર મહે-

× જ્યાં બકરાને બાંધવામાં આવતો હતો ત્યાં જ એક ગાય પણ બાંધવામાં આવતી હતી. ગાયને એક વાછરડો હતો. વાછરડાએ ગાયને કહ્યું–મા, તું દૂધ આપે છે છતાં પણ તને અને મને સૂકું સૂકું ઘાસ ખાવા માટે મળે છે. આ બકરાને તો જો, કેટલા બધા સુંદર દાણા તેને મળે છે અને તે દૂધ પણ નથી આપતો! જાગીરદાર કેવો અન્યાયી છે! ભલા, એ આવો વિચિત્ર ભેદભાવ શા માટે રાખે છે?

ગાયે જવાબ આપ્યો:–વત્સ! આ પ્રશ્નનો જવાબ અત્યારે નહિ; પણ સમય આવશે ત્યારે આપીશ. જાગીરદારના મહેમાન આવતાં, એક આદમી તલવાર લઈને જ્યારે બકરા પાસે ગયો ત્યારે વાછરડો

માનો આવ્યા. જાગીરદારે તરેહ તરેહનું સ્વાદિષ્ટ અને સુગંધિત ભોજન બનાવરાવીને, મહેમાનોનો સત્કાર કર્યો. તેમાંના કેટલાક મહેમાનો માંસભક્ષી હતા. તેમની નજર પેલા મોટા તાજા બકરા પર પડતાં જ મ્હોંમાં લાર આવી ગઈ. તેમણે જાગીરદારને કહ્યું. આજે આ બકરાનું ભોજન બનાવવામાં આવે તો ખૂબ મજા પડે. જાગીરદારે તેમની વાત માની લીધી. મોટા તાજા બકરાની ગરદન તલવારના એક જ ઝટકાથી ધડથી જુદી કરી દેવામાં આવી. બકરાએ દાણા ખાઈને શરીરને જે પુષ્ટ બનાવી રાખ્યું હતું તેનું ફલ તેને તે દિવસે મળી ગયું. આવી જ રીતે જે લોકો શરીરમાં અત્યંત આસક્ત બનીને તેને શાતાકારી બનાવી રાખે છે–તેને ઉપવાસ તપશ્ચર્યાદિ આત્મહિતનાં કાર્યોમાં જોડતા નથી, તેમનાં શરીરની આવી જ દશા થશે. મોત એક દિવસ મહેમાન તરીકે આવશે અને તરત જ શરીરને સમાપ્ત કરીને ચાલ્યું જશે.

શરીરની સાર્થકતા આત્મકલ્યાણમાં છે. જે વિવેકશીલ નરનારીઓ શરીરને આત્મહિતનું કારણ બનાવે છે અને એ માટે જ તેનું પાલણ પોષણ કરે છે તેઓ સુખના ભાગીદાર બને છે.

---

ભયભીત બનીને, મા–મા કરતો ગાયની પાસે પહોંચી ગયો. ગાય બધી બાબત સમજી ગઈ. તેણે કહ્યું–તારા તે દિવસના પ્રશ્નનો જવાબ આજે તૈયાર છે. તું ગભરા નહિ. આપણે સૂકું સૂકું ઘાસ ખાધું છે. આપણને ભય નથી. 'જે ખાય ગટકો તે સહે ઝટકો' આ તલવાર આપણા માટે નથી. તું નિર્ભય રહે.

વાછરડો યથાર્થ વાત સમજી ગયો અને નિર્ભય બનીને કુદવા લાગ્યો.

## આઠ

ઈચ્છા આકાશની જેમ અનંત—અસીમ છે. જેમ જેમ વસ્તુની પ્રાપ્તિ થંતી જાય છે તેમ તેમ ઈચ્છા વધતી જ જાય છે. મનુષ્ય ગમે તેટલું ખાય, પીયે, એકઠું કરે, પરન્તુ ઈચ્છાની પૂર્તિ કદાપિ થતી નથી. ઈચ્છાનુસાર પેટ ભરીને ખાઈ લેવા છતાં, કાલે ફરીથી તેજ ભૂખની પીડા સતાવે છે. જીવ અનાદિ-કાળથી સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. અત્યાર સુધીમાં તેણે જેટલું ખાધું છે તે બધાનો કલ્પના દ્વારા જો સંગ્રહ કરવામાં આવે તો આખી દુનિયામાં તે સમાય નહિ. તોપણ તેને તૃપ્તિ ન થઈ. આજે પણ તેની ભૂખ જેમની તેમ ચાલુ જ છે.

અનંતીવાર જીવ અસીમ સંપત્તિનો સ્વામી બની ચૂકયો છે. છતાં પણ ધનથી તેને તૃપ્તિ નથી થઈ. આજે પણ તે દમડી દમડીને માટે પોતાની ચામડી આપવા માટે તૈયાર છે. પૈસાને માટે ઘોર અન્યાય, અધર્મ અને અકૃત્ય કરતાં તે અચકાતો નથી. ગરમી, શરદી, ભૂખ, તૃષા વગેરે પ્રકારનાં દુઃખો મનુષ્યો ધન મેળવવા માટે સહન કરે છે. પ્રિયજનોનો ત્યાગ કરી સેંકડો ગાઉ દૂર તેઓ ધનપ્રાપ્તિ અર્થે જઈ વસે છે. આટલી વિટંબનાઓ પછી પણ જે ધન પ્રાપ્ત થાય છે તે ઈચ્છા રૂપ પ્રજ્વલિત અગ્નિમાં ઈંધનનું કામ કરે છે. તે મેળવતાં ઈચ્છા વધારે પ્રબળ બને છે. આ રીતે ઈચ્છાનો કયાંય અંત નથી—કયાંય સીમા નથી.

ઇચ્છાનો અંત જો કયાંય આવતો હોય તો તે માત્ર સંતોષમાં. જ્યાં હૃદયમાં સંતોષ રૂપી ધન આવ્યું કે તરત જ ઈચ્છાનો અંત આવી ગયો. જેમ જેમ ઈચ્છા ઘટતી જાય છે

તેમ તેમ સુખની માત્રા વધતી જાય છે અને જ્યારે ઈચ્છાનો સમૂળગો નાશ થઈ જાય છે ત્યારે સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થાય છે અને સંસારનાં સમસ્ત દુ:ખોનો અંત આવી જાય છે. એટલે સુખનો એક માત્ર ઉપાય છે-ઈચ્છાઓનો નિરોધ કરવો. ઈચ્છાઓનો નિરોધ એજ પાપોનો નાશ કરવાની સાચી ઔષધિ છે.

ઉજ્જયિની નગરીમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તેનું નામ હતું કંપિલ. ઉજ્જયિનીનો રાજા હમેશાં કોઈ બ્રાહ્મણને બે માસા સોનાનું દાન આપતો હતો. જે બ્રાહ્મણ સૌથી પહેલો રાજાની પાસે પહોંચતો હતો તેને જ સોનું મળતું હતું. કંપિલે અનેક વખત સૌથી પહેલાં પહોંચવાનો પ્રયત્ન કર્યો હતો; પરન્તુ તે સફળ થયો ન હતો. કોઈ બીજો બ્રાહ્મણ તેના પહેલા પહોંચી જ જતો હતો અને સોનું પણ તે જ મેળવતો હતો. એકવાર તે રાતમાં જ ઘરની બહાર નીકળી ગયો. રસ્તામાં ચોર સમજીને પહેરેગીરોએ તેને પકડી લીધો અને ખૂબ માર્યો. બ્રાહ્મણ બહુ દુ:ખી થયો. તે વિચારવા લાગ્યો કે ઉતાવળ કરી તો સોનાને બદલે માર પડયો.

પ્રાત:કાળ થયો. પકડાયલા કંપિલને રાજા પાસે હાજર કરવામાં આવ્યો. રાજાએ સૂક્ષ્મ દૃષ્ટિએ બ્રાહ્મણ તરફ જોયું. તેનો ચહેરો જોઇને, રાજાને લાગ્યું કે ખરી રીતે આ ચોર નથી. બ્રાહ્મણના ચહેરા પર રાજાને એવાં કોઈ ચિહ્નો ન જણાયાં કે જે, કોઈ પાપીના ચહેરા પર જોતાં સ્વયં જણાઈ આવે છે. રાજા સૂક્ષ્મદર્શી હતો. તેણે બ્રાહ્મણને સાચી હકીકત કહેવા જણાવ્યું. તેણે પોતાનું બધું વૃત્તાંત કહી સંભળાવ્યું. રાજાએ તેને નિર્દોષ જાણીને છોડી મૂકયો અને ઈચ્છાનુસાર દાન

માગી લેવાનું કહ્યું. બ્રાહ્મણ દરિદ્ર હતો અને બે માસા સોનું લેવા માટે ઘેરથી નીકળ્યો હતો. મનપસંદ દાન માગી લેવાની વાત સાંભળીને તે ખૂબ આશ્ચર્યમાં પડી ગયો. તે વિચારવા લાગ્યો:- બે માસા સોનાથી શું થશે? ઓછામાં ઓછું ૨૫ માસા સોનું તો માગું! પણ ૨૫ માસા સોનું શું વધારે કહેવાય? ૨૫ તોલા સોનું મળે તો કાંઈક દરિદ્રતા દૂર થાય. અરે! ૨૫ તોલા પણ બાલ-બચ્ચાંનાં પોષણ માટે પૂરૂં ન ગણાય. જ્યારે મન-માન્યું મળી રહ્યું છે ત્યારે તો ૫૦ તોલા કેમ ન માગી લઉં?

આ પ્રમાણે વિચારતા-વિચારતા-આગળ વધતા વધતા બ્રાહ્મણે આખું રાજ્ય માગી લેવાનો વિચાર નક્કી કર્યો. પરન્તુ આખરે અંતઃકરણમાં એક સત્પ્રેરણા ઉત્પન્ન થઇ અને તે પોતાના લોભ પર એકદમ ખીજાઈ ઊઠયો. તેણે વિચાર કર્યો. જે તૃષ્ણા બે માસા સોનાથી વધતી વધતી આખું રાજ્ય લેવા સુધી પહોંચી છે તે આગળ કેટલી વધારે વધતી જશે તે કોણ જાણે છે? જો તૃષ્ણા જેમની તેમ રહી, તો પછી રાજ્યથી પણ શી મતલબ સાધી શકાશે? તૃષ્ણા પહેલાની માફક જ સતાવતી રહેશે તો સુખ કેવી રીતે મળશે? એટલે સુખનું મૂળ કારણ એજ છે કે-તૃષ્ણાને જડ મૂળમાંથી ઉખાડી ફેંકી દેવી. આજ તૃષ્ણા દુઃખદાયી છે. એટલે મારે તૃષ્ણાનો ત્યાગ કરીને સુખી બનવું જોઈએ.

આવો વિચાર આવતાં જ, તે દરિદ્ર બ્રાહ્મણે રાજાની ઉદારતા માટે ધન્યવાદ આપ્યો અને કાંઈ પણ ન માગવાનો પોતાનો નિશ્ચય રાજા સન્મુખ જાહેર કર્યો. રાજાને આ અચાનક પરિવર્તનથી ખૂબ આશ્ચર્ય થયું. બ્રાહ્મણના મુખ પર અત્યારે

હીનતા અને દરિદ્રતા અંકિત થયેલ નહોતી. તેનો ચહેરો સંતોષની પ્રતિભાથી ચમકી રહ્યો હતો. તેને તરત જ એક દિવ્ય જ્ઞાનની પ્રાપ્તિ થઈ ગઈ. અને તેનું દુઃખ દૂર નાસી ગયું. ખરેખર, સંતોષ એ જ શ્રેષ્ઠ ધન છે. સંતોષ પ્રાપ્ત થતાં, કોઈ પણ પૌદ્‌ગલિક ધનની જરૂર નથી રહેતી. એટલે સુખી બનવા માટે સંતોષની આરાધના કરવી એ જ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે.

## નવ

મનુષ્યમાં જ્યારે સંતોષનો ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે જ તેનામાં એકત્વભાવના અર્થાત્ મુક્તિ સન્મુખ પહોંચાડનારી સમભાવના જાગૃત થાય છે. એકત્વ ભાવનાથી અંતઃકરણમાં પેઠેલી રાગવૃત્તિ ક્ષીણ થાય છે અને રાગવૃત્તિ ક્ષીણ થવાથી સુખની માત્રા વધતી જાય છે.

મિથિલા નગરીનો રાજા નમિરાજ હતો. એક વાર તે દાહ જ્વરના રોગથી ગ્રસિત થયો. દાહજ્વરનો રોગ શમાવવા માટે તેની રાણીઓ ચંદન ઘસવા લાગી. ઘસતી વખતે હાથે પહેરેલી ચુડીઓના ખણખણાટથી જે અવાજ થયો તે નમિરાજ સહન ન કરી શક્યો. એટલે રાણીઓએ સૌભાગ્યનાં ચિન્હ રૂપ માત્ર એક એક ચુડી રાખી અને બાકીની ચુડીયો ઉતારી નાખી, જેથી અવાજ બંધ થઈ ગયો. રાજાએ પૂછ્યું–હવે ખણખણાટ શાથી બંધ થઈ ગયો? તેને સમજાવવામાં આવ્યો કે હવે માત્ર એક એક ચુડી રાખવામાં આવી છે, જેથી અવાજ થતો નથી. વાત સાધારણ હતી; પરન્તુ નમિરાજે અત્યંત ગંભીર આશય કાઢયો. તે વિચારવા

લાગ્યો–જ્યાં અનેક છે ત્યાં જ ઝઘડાછે–ત્યાંજ અશાંતિ છે. હું આ રોગથી મુક્ત થતાંજ, એકત્વ–જનની દીક્ષા ધારણ કરીશ.

કેટલાક દિવસો બાદ તેનો દાહજ્વર શાંત થઈ ગયો અને નમિરાજે નિર્ગ્રંથ દીક્ષા ધારણ કરીને, એકત્વની આરાધના દ્વારા વિતરાગતા પ્રાપ્ત કરી.

## દશ

જ્યારે કોઈ સાધક નિરંતર પોતાના આત્મામાં તન્મય રહે છે ત્યારેજ એકત્વ ભાવનાનો ઉદય થાય છે. સમય માત્રનો–એક ક્ષણ ભરનો પણ પ્રમાદ થયો કે તરતજ મન લાગ જોઇને બહાર નીકળી ભાગે છે અને એકત્વની આરાધનામાં વિઘ્ન ઉપસ્થિત કરી દે છે. એટલે સાધકે એક સમયનો પણ પ્રમાદ ન કરવો જોઇએ. પ્રથમ તો, પ્રમાદ કરતાં પહેલાંની કરેલી સાધના પણ માટીમાં મળી જાય છે; બીજું, જીવનનો ભરોસો નથી કે કયારે–કઇ ક્ષણે તેનો અંત આવી જશે. શ્વાસના બહાને પ્રત્યેક પળે પ્રાણ બહાર નીકળતો રહે છે. ડાભ ઉપર પડેલું ઝાકળનું બિંદુ જેમ લાંબા વખત સુધી નથી ટકતું તેમ આ જીવન લાંબા સમય સુધી નથી રહી શકતું. પીળું પડી ગયેલું પીપળનું પાંદડું હવાના એક સાધારણ સપાટાથી કોઈપણ સમયે નીચે પડી જાય છે તેવીજ રીતે આ જીવન પણ કોઈ ક્ષણે નષ્ટ થઇ શકે છે. આ ક્ષણિક જીવન પર ભરોસો કરવામાં વિવેકશીલતા નથી. એટલે આત્મકલ્યાણને માટે જે કાંઈ કરવું હોય તે પ્રમાદને છોડી શીઘ્ર કરી નાખવું જોઈએ. ધર્મક્રિયામાં એક ક્ષણનો પ્રમાદ પણ મહાન અનર્થ ઉત્પન્ન કરે છે.

# અગીયાર

પ્રમાદ કરવાથી જે અનર્થ પરમ્પરાનો જન્મ થાય છે અને જે જે દુઃખો ભોગવવા પડે છે તેને સમજવા માટે જ્ઞાનના ઉંડા અભ્યાસની આવશ્યકતા છે. જ્ઞાન પરમ ઐશ્વર્ય છે. જ્ઞાન પરમ ધન છે. જ્ઞાન જ ચિંતામણી રત્ન છે. જ્ઞાન જ કામધેનુ અને કલ્પવૃક્ષ છે. જ્ઞાન જ સુખ છે. જ્ઞાન જ શાન્તિ છે. બધાં દુઃખોનું કારણ અજ્ઞાન છે. આધ્યાત્મિક જ્ઞાન વગર સુખદુઃખનો, સત્‌–અસત્‌નો, હિતાહિતનો વિવેક થઈ શકતો નથી. આ લોક અને પરલોક જ્ઞાન દ્વારાજ સુધરે છે. જ્ઞાન પ્રકાશ છે. દિવ્ય જ્યોતિ છે. આ જ્યોતિના પ્રકાશમાં આત્માર્થી જનો પોતાનું હિતાહિત જાણીને, હિતમાર્ગ પર ચાલે છે અને અહિતનો પરિત્યાગ કરે છે. એટલા માટે સઘળા તીર્થંકરો એક અવાજે જ્ઞાનનો મહિમા વખાણે છે. 'પઢમં નાણં તઓ દયા'નો રહસ્યમય ઉપદેશ તેઓએ આપ્યો છે. અર્થાત્ સૌથી પહેલાં જ્ઞાન સંપાદન કરો, પછી ચારિત્રની આરાધના થઈ શકે છે. સમ્યગ્‌જ્ઞાનની પ્રાપ્તિ વિના, સમ્યક્ચારિત્રની આરાધના અસંભવિત છે. મનુષ્યો જે માર્ગ જાણતા જ નથી તે પર કેવી રીતે ચાલી શકે ? જો જ્ઞાન સંપાદન કર્યા વગરજ ચાલવા માંડે તો માર્ગભ્રષ્ટ બનીને દુઃખને પાત્ર બનવું પડે. કર્તવ્ય શું ? અકર્તવ્ય શું ? શ્રેય શું ? અશ્રેય શું ? તેનો નિર્ણય જ્ઞાન વડેજ થઇ શકે છે. અજ્ઞાની અંધ છે તેને આ પ્રકારનો વિવેક નથી હોતો, એટલે આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરવું જોઈએ.

## બાર

આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવા માટે અને તે પ્રમાણે આચરણ કરીને આત્મકલ્યાણ કરવા માટે કોઈને મનાઈ નથી. જ્ઞાનના પવિત્ર મંદિરમાં પ્રત્યેક જાતિ અને પ્રત્યેક વર્ણનો માનવી પ્રવેશ કરી શકે છે. ધર્મ અને જ્ઞાન પર કોઈ પણ ચોક્કસ જાતિનો એકલો અધિકાર નથી. પ્રત્યેક વ્યક્તિમાં આત્મા સમાનપણે વિદ્યમાન છે; એટલુંજ નહિ પણ ન્હાનામાં ન્હાની કીડી અને મોટામાં મોટા હાથીમાં, બ્રાહ્મણમાં અને ચંડાલમાં–સૌમાં આત્માની એક સરખી સત્તા છે.

પાપીમાં પાપી પ્રાણી પણ ધર્મની આરાધના કરીને, મહાત્મા બનવાનો અધિકારી છે. તેને પોતાના આત્માનો ઉદ્ધાર કરવાનો પૂર્ણ અધિકાર છે. જાતિપાંતિના ઝગડા લૌકિક છે. લૌકિક સગવડ માટે જાતિઓ નિર્માણ થઈ હતી પરન્તુ ધર્મના ક્ષેત્રમાં તેનું કાંઈ મહત્વ નથી. જે ધર્મની શીતલ છાયામાં પતિત અને પાપીઓને શાંતિ મેળવવાનો અધિકાર નથી, જે ધર્મ પ્રાણીમાત્રને આશ્રય આપવાની ઉદારતા નથી રાખતો તે ધર્મ, ધર્મ નથી પણ એક પ્રકારનું ધતિંગ છે.

દાખલા તરીકે–હરિકેશી મુનિ પ્રસિદ્ધ છે. તેઓ જાતિના ચંડાલ હતા પરન્તુ તેમણે આધ્યાત્મિક જ્ઞાનની સાધના કરીને આત્માને નિષ્પાપી બનાવ્યો હતો. તેમનો આત્મા મહાન તેજસ્વી બની ગયો હતો. એટલે તેમણે કૈવલ્ય જ્ઞાન મેળવીને, મુક્તિ પ્રાપ્ત કરી હતી. એવા મહાત્મા જગતના આદર્શ છે, પૂજ્ય છે.

## તેર

મનુષ્ય જે ક્રિયા કરે, તપ-જપ-ઈશ્વરભક્તિ આદિ સદાચારનું પાલન કરે, તે બધું નિષ્કામ ભાવે કરવું જોઈએ. નિષ્કામ ભાવનાથી કરેલાં અનુષ્ઠાનો જ લોકોત્તર ફલદાતા બને છે. ખરી રીતે તો ક્રિયા કરવી તે જ આપણું કર્તવ્ય છે. તેનું ફલ તો આપોઆપ મળીજ રહે છે. ફલપ્રાપ્તિની ઈચ્છા રાખવાથી અધિક ફળ નથી મળી શકતું; એટલુંજ નહિ પણ ફલેચ્છા આ ક્રિયાના ફલને બગાડી નાખે છે. સકામ ભાવનાથી કરવામાં આવતી ક્રિયા કોઈ કોઈવાર વિપરીત ફલદાયક બને છે. શંભુરાજાએ સકામભાવથી ઉત્કૃષ્ટ તપ જપ કર્યા હતા અર્થાત્ તેણે નિદાન (નિયાણું) કરી લીધું હતું એથી તેને વિપરીત ફળ મળ્યું. તેને નરકની યાતના ભોગવવી પડી હતી. એટલા માટે તીર્થંકરોએ ફલની ઇચ્છાને શલ્ય કહ્યું છે અને એમ પણ કહ્યું છે કે, જે શલ્ય રહિત બને છે તે ખરી રીતે વ્રતી હોઈ શકે છે. એટલે ધર્મક્રિયા કરતી વખતે નિષ્કામ ભાવનાનું સાધન કરવું જોઇએ. પોતાનાં ધર્માચરણને ઈચ્છા રૂપી વિષથી દુષિત ન બનવા દેવું એજ વિવેકશીલ પુરુષોનું કર્તવ્ય છે.

## ચૌદ

નિષ્કામભાવના વડે જે ધર્માચરણ કરવામાં આવે છે તેનું ફલ અસંખ્યાત ગણું વધારે હોય છે. નિષ્કામ ભાવનાથી આચરેલ ધર્મ મુક્તિનું કારણ બને છે. ભૃગુ પુરોહિતના બંને બાળકો-દેવભદ્ર તથા યશોભદ્ર જ્યારે નિષ્કામ ભાવનાથી

ભકિત તથા વૃત્તિ માટે તૈયાર થયા ત્યારે તેમના માતા પિતા ભૃગુ પુરોહિત તથા યશા પણ વિશાલ સંપત્તિનો ત્યાગ કરીને ઘરથી બહાર નીકળી ગયા. તેમણે ત્યજેલું સઘળું ધન રાજાએ પોતાના ભંડારમાં મૂકાવી દીધું. આ ઘટના જોઇને રાણીએ રાજાને કહ્યું–

રાણી–પ્રાણનાથ ! પુરોહિતનું ધન ત્યાગેલું ધન છે. અને ત્યાગ કરેલી વસ્તુ ગ્રહણ કરવી તે કોઈ સત્પુરુષ માટે શોભાસ્પદ નથી. વમન કરેલ વસ્તુને કુતરા અને કોઆ જ માત્ર ઇચ્છે છે. એટલે આ ધનને ગ્રહણ કરવું એ ઘૃણાસ્પદ છે.

રાજા–રાણી ! સમજ્યા-વિચાર્યા વિના, કેવળ ભાવાવેશમાં મનમાન્યું બકવું ઉચિત નથી. રાજ્યકાર્યનું સંચાલન કેવી રીતે થાય છે એની ત્હને શી ખબર ? તું શું સમજે કે અહિંયા જે કાંઇ ધન આવે છે તે એવુંજ હોય છે. તેં જે આભૂષણો પહેર્યાં છે તે પણ આવીજ જાતનાં ધનથી બનેલાં છે. તો પછી તું આ આભૂષણો કેમ નથી ત્યાગી દેતી ?

રાણી–પ્રિયતમ ! હું હમણાજ–આ વખતે જ બધું છોડી દેવા તૈયાર છું. માત્ર આભૂષણો જ નહિ, પણ આ મહેલ, અને આ સઘળો વૈભવ પણ મારા સામે તણખલાથી વધારે મહત્વનો નથી. હું આપના આ વિશાળ અને સૌંદર્યસૃજિત મહેલને સોનાનું પાંજરૂં સમજું છું. હું પોપટની માફક પાંજરામાં પડી છું. આ સઘળાનો ત્યાગ કરવામાં હું હાર્દિક ઉલ્લાસનો અનુભવ કરૂં છું. પરન્તુ આપ પણ આપના હિતનો વિચાર કરો. નિષ્કામભાવે ધર્મનું આચરણ કરો. આ જીવન દુર્લભ છે. મહાન પુણ્યથી મળ્યું છે. આ ચીરકાળ સુધી

ટકશે નહિં. કોઇક દિવસે તેનો અંત જરૂર આવશે. પૃથ્વીપર આજસુધીમાં કોઈ હંમેશને માટે જીવિત નથી રહ્યું, તો આપણે પણ એવી નિર્મૂળ આશા રાખીને શા માટે મૂર્ખ બનીયે ? વિવેકપૂર્વક વિચાર કરો.

આ પ્રકારનો પારસ્પરિક ઓજપૂર્ણ વાર્તાલાપથી રાજા રાણી પણ પુરોહિત–પરિવારની સાથે નિષ્કામભાવનાથી સાધુ-પણું પાળવામાં ઝુકી પડયાં. અંતમાં છએ જણાઓ કર્મોનો આત્યંતિક વિનાશ કરીને મોક્ષના અધિકારી બન્યા.

સ્પષ્ટ છે કે, નિષ્કામભાવનાથી મુક્તિનો લાભ થાય છે. જો કે નિષ્કામભાવનાની સાધના દુર્લભ છે તો પણ આધ્યા-ત્મિક ઉત્કર્ષ માટે તે અનિવાર્ય છે. નિષ્કામભાવના સંતોષ અને સુખનો ભંડાર છે. યોગીજનોનો આદર્શ છે.

શ્રેષ્ઠ મુનિઓ સંસાર સંબંધી ઈચ્છાઓનોજ માત્ર પરિ-ત્યાગ નથી કરતા, પણ મોક્ષમાં પણ તેઓ ઈચ્છા રહિત બની જાય છે; એવા મુનિરાજને ધન્ય છે ! એવાજ મહાત્માઓ નિર્વાણ પ્રાપ્ત કરીને જગતમાં આદર્શ ઉપસ્થિત કરે છે અને સંસારી પ્રાણીઓને પ્રશસ્ત માર્ગ બતાવે છે.

## પંદર

ભવ્યો ! જેઓ નિષ્કામ ભાવનાથી ભાવિત બનીને સંયમની આરાધના કરશે તેઓ જગતમાં ઉત્તમ ભિક્ષુનું ગૌરવમય પદ પ્રાપ્ત કરી શકશે. જેઓ સાધુ છે તેમણે માયાચારથી હજારો ગાઉ દૂર રહેવું જોઈએ. જેની વૃત્તિ માયાથી રહિત છે તેજ સાધુ હોઈ શકે છે. માયાવી પુરુષ બીજાને ઠગવાનો પ્રયત્ન કરે છે. તેમાં તેને સફળતા મળે કે ન મળે, પરંતુ તે

પોતાના માયાચારથી પોતે જ ઠગાય છે. માયાચારના પરિહારની સાથે સાથે, તેને કઠોરમાં કઠોર વચનો સમતાપૂર્વક સહન કરવાનો અભ્યાસ હોવો જોઈએ. નિંદા અને સ્તુતિમાં જે સમાન ભાવ રાખી શકે છે તેનો જ સંયમ સ્થિર રહી શકે છે. તેણે, લુખો, સુકો (રૂક્ષ, શુષ્ક) ગમે તેવો આહાર સમય પર મળી જાય તેમાં, અને ઉતરવા માટે સારૂં નરસું ગમે તેવું સ્થાન મળી જાય તેમાં સંતોષ માની લેવો જોઈએ. જે જિહ્‌વાલોલુપી ન હોય, ભોજનને શરીર ટકાવી રાખવાનું સાધન માને, શરીરના ટકાવને સંયમમાં સહાયકર્તા સમજીને વ્યવહાર કરે, જે શમતા ભાવનો સાગર હોય-શત્રુ મિત્રમાં નિંદક-પ્રશંસકમાં, વંદન-અવંદનમાં અનુરાગ-વિરાગ ન કરે, કષ્ટોને પૂર્વકૃત પાપોનું ફલ સમજીને શાંતિપૂર્વક સહન કરે, તેજ ઉત્તમ સાધુ છે.

## સોળ

સંયમનું મૂળ બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્યનો જ્યાં આદર થાય છે ત્યાં વીર્યલાભ અર્થાત્ શક્તિની પ્રાપ્તિ થાય છે. તે શક્તિ વડેજ લૌકિક અને લોકોત્તર મહાન કાર્યો સિદ્ધ થાય છે. એટલે બ્રહ્મચર્યને સૌથી મોટો તપ કહે છે.-'**तवेसु वा उत्तमं बम्भचेरं**' અર્થાત્ સઘળા પ્રકારની તપશ્ચર્યાઓમાં બ્રહ્મચર્ય ઉત્તમ તપશ્ચર્યા છે. જે સાધક આ તપની આરાધના કરે છે તેજ આત્મિક વિકાસના માર્ગ પર અગ્રેસર બની શકે છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને સાધુ સૌનું આભૂષણ છે. યોગ્યતા અને શક્તિનો વિચાર કરીને, તીર્થંકરોએ ગૃહસ્થ અને સાધુની બ્રહ્મચર્ય-મર્યાદામાં ભેદ રાખ્યો છે. ગૃહસ્થ જો પોતાની

ઇંદ્રિયો પર પૂર્ણ સંયમ ન રાખી શકે તોપણ તેણે પોતાની વિવાહિતા પત્ની સિવાય સંસારની બીજી બધી મહિલાઓ પ્રત્યે માતા અને બહેનની દૃષ્ટિએ જોવું જોઇએ. સ્વસ્રી-સેવનમાં પણ મર્યાદાનું ધ્યાન રાખવું જોઈએ. અષ્ટમી ચતુર્દશી વગેરે વગેરે પર્વતીથીઓના દિવસે તથા અન્ય અનેક અવસરો પર બ્રહ્મચર્ય પાળવું જોઇએ. કામ-રાગને ધીરે ધીરે ઓછો કરવો જોઇએ. દિવસના મૈથુનનો અને કુચેષ્ટાઓનો સર્વથા ત્યાગ કરવો જોઈએ.

સાધુઓ માટે મન-વચન-કાયાથી પરિપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું આવશ્યક છે. તેઓએ પોતાના મન-મર્કટને નિરંતર પોતાને આધીન રાખવું જોઈએ. સાધુઓ માટે બ્રહ્મચર્યની નવ વાડો અથવા મર્યાદાઓ બતાવી છે તે આ પ્રમાણે છે—

(૧) સાધુઓએ એવાં સ્થાન પર ન રહેવું જોઇએ કે જ્યાં ગાય, ભેંસ, ઘોડા, ગધેડાં રહેતાં હોય યા સ્રી અને નપુંસકોનો નિવાસ હોય. એવાં સ્થાને રહેવાથી બ્રહ્મચર્ય ભંગ થવાનો સંભવ રહે છે. જેમકે જ્યાં બિલાડી રહેતી હોય ત્યાં ઉંદરના વિનાશનો ભય રહેલો જ હોય છે.

(૨) સાધુઓએ સ્રીનાં અંગોપાંગનાં સૌંદર્ય આદિની ચર્ચા ન કરવી જોઈએ. જેમકે લીંબુ અને આંબલીની ચર્ચા કરવાથી મ્હોંમાં પાણી ભરાઈ આવે છે એવી જ રીતે સ્રીનાં અંગોપાંગની ચર્ચા કરવાથી મનમાં વિકાર ઉત્પન્ન થાય છે અને એથી બ્રહ્મચર્યના ભંગની સંભાવના રહે છે.

(૩) જે જગ્યા પર સ્રી બેઠી હોય તે જગ્યા પર એક મુહુર્ત સુધી ન બેસવું જોઈએ. કેમકે ઘીનો ઘડો જેમ અગ્નિના

સંસર્ગથી પીગળી જાય છે તેમ સ્ત્રીના સુદૃઢ સાન્નિધ્યથી પણ બ્રહ્મચર્ય વિકૃત બની શકે છે.

(૪) વિકાર દૃષ્ટિથી સાધુ, સ્ત્રીનાં અંગોપાંગ તરફ ન નીરખે. દર્દભરી આંખે સૂર્ય સામે જોવાથી આંખોને નુકશાન થાય છે તેમ વિકૃત દૃષ્ટિએ સ્ત્રી તરફ તાકવાથી માનસિક વિકાર ઉત્પન્ન થાય છે અને બ્રહ્મચર્ય દુષિત થાય છે.

(૫) સાધુએ એવાં સ્થાન પર શયન ન કરવું જોઈએ કે જ્યાં એક માત્ર દિવાલ અથવા પાર્ટેશન અથવા પડદો હોય, અને ત્યાં સ્ત્રી પુરુષ સૂઈ રહ્યાં હોય. જેમ મેઘની ગર્જના સાંભળીને મોર બોલવા લાગે છે તેમ સ્ત્રી–પુરૂષની હાંસી મજાક આદિ કામ ચેષ્ટાજન્ય વાતચિતથી મનરૂપી મયૂર ઉન્મત્ત બની જાય છે.

(૬) ગૃહસ્થ અવસ્થામાં સાધુએ જે ભોગવિલાસ કર્યા હોય તેનું સ્મરણ, ચિંતન અને કથન ન કરવું જોઈએ. આને માટે પણ ઉદાહરણ પ્રસિદ્ધ છે. બે મુસાફરો ક્યાંક જતા હતા. રસ્તામાં એક વૃદ્ધ ડોશીને ત્યાં વિશ્રામ કરવા માટે ઉતર્યા. વૃદ્ધાએ અંધારામાં છાશ વલોવી અને તેમાંજ એક ઝેરીલો સર્પ પણ ભૂલથી વલોવાઈ ગયો. બંને પથિકો છાશ પીને ચાલવા લાગ્યા. અજવાળું થતાં તે વૃદ્ધાએ છાશમાં મરી ગયેલો વિષધર સાપ જોયો. તેનાં દુઃખનો પાર ન રહ્યો. તેને પેલા બે પથિકોની ચિંતા થવા લાગી; પરન્તુ તેઓ ચાલ્યા ગયા હતા. બાર વર્ષે પછી તે બંને પથિકો તેજ માર્ગે પાછા ફર્યા અને તેજ વૃદ્ધાને ઘેર પુનઃ ઉતર્યા. વૃદ્ધા તે બંનેને સહિસલામત જોઇને અત્યંત પ્રસન્ન થઈ અને બોલી:

ભાઈઓ! તમને જીવતા જોઈને મને ઘણો આનંદ થયો છે. હું તો સમજી હતી કે, મારી મૂર્ખતાને કારણે ત્હમે ત્હમારા પ્રાણોથી રહિત બની ગયા હશો. મુસાફરોએ પૂછ્યું-માતા, તમે અમારી બાબતમાં આવી અમંગળજનક ભાવના કેમ કરી રહયા હતા? શું અમારૂં મૃત્યુ નક્કી હતું? વૃદ્ધાએ છાશમાં સાપ પડી ગયાનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. આ વૃત્તાંત સાંભળતાં જ, બંને મુસાફરો પર સાપના ઝેરનો પ્રભાવ પડયો અને તત્કાળ બંને મૃત્યુ પામી ગયા.

તાત્પર્ય એ છે કે, જુની ઘટનાનું ચિંતન, સ્મરણ અને શ્રવણથી મન તરતજ પ્રભાવિત બની જાય છે. એટલે મુનિએ પૂર્વે ભોગવેલા ભોગોનું ચિંતન, સ્મરણ આદિ ન કરવું જોઈએ.

(૭) સાધુએ હમેશાં સરસ પૌષ્ટિક આહાર ન કરવો જોઇએ. જેવી રીતે ત્રિદોષના રોગીને દૂધ તથા મિષ્ટાન્ન હાનિકારક હોય છે તેવી જ રીતે બ્રહ્મચારીને પૌષ્ટિક ખોરાક હાનિકારક થાય છે.

(૮) સાધુને ઠાંસી ઠાંસીને વધારે આહાર કરવાથી હાનિકારક થાય છે. જેમકે એક શેરના હાંડામાં સવા શેર ભરી દેવાથી હાંડો ફુટી જાય છે તેમ અધિક ભોજનથી બ્રહ્મચર્યનો ભંગ થાય છે.

(૯) સાધુએ શરીરની વિભૂષા-શુશ્રુષા ન કરવી જોઈએ જેવી રીતે રંકના હાથમાંથી રત્ન કોઈ પણ છીનવી લે છે તેવી જ રીતે શરીરને સજેલું-શણગારેલું રાખનાર પાસેથી બ્રહ્મચર્ય રૂપી અનમોલ રત્ન સ્ત્રીઓ છીનવી લ્યે છે, એથી બ્રહ્મચર્યના વિનાશની સંભાવના રહે છે.

આ બ્રહ્મચર્યની નવવાડો છે. જેવી રીતે ખેતરની નિપજ બચાવવા માટે વાડ કરવામાં આવે છે તેવી જ રીતે બ્રહ્મચર્ય રૂપ રત્નનાં પરિપૂર્ણ રક્ષણને માટે આ નવ વાડ કરવામાં આવી છે. જે આ વાડની અંદર રહે છે તેનું બ્રહ્મચર્ય સ્થિર રહે છે. સાચા સાધુએ આ પ્રમાણે બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ.

## સત્તર

જે પુણ્ય પુરુષોએ સાંસારિક દુઃખોનો સદંતર નાશ કરી અક્ષય–અસીમ આત્મિક સુખની પ્રાપ્તિ માટે ગૃહસ્થપણાનો પરિત્યાગ કર્યો છે, જન્મ મરણની દુઃખ પરંપરાથી બચવા માટે સંયમ માર્ગ અંગીકાર કર્યો છે તેઓએ પોતાની વૃત્તિમાં ન્યૂનતા કે શિથિલતા ન આવે તે માટે ખૂબ કાળજી રાખવી જોઇએ. તેઓ પોતાના મુખ્ય અને મહાન ધ્યેયને સદૈવ સન્મુખ રાખે. તેને ક્ષણભરને માટે પણ આંખથી અલગ ન થવા દે. સતત્ પ્રવૃત્તિદ્વારા પોતાના મુક્તિધ્યેયની નજીકમાં નજીક પહોંચવા માટે કટિબદ્ધ રહે. ક્રિયા કરવામાં શિથિલ–પ્રમાદી ન બને. શિથિલતા અધઃપતનની શરૂઆત છે એટલે પતનના પ્રારંભથી બચનાર જ ઉત્થાનના ભાગીદાર બને છે.

જે સાધુ ખાઇ પીને સૂઇ રહે છે, પોતાના જીવનધ્યેયને વિસારીને પુનઃ સાંસારિક પ્રલોભનોમાં ફસાઇ જાય છે, પોતાના યોગ્ય આચરણમાં શિથિલ બની જાય છે તે પુણ્યને બદલે પાપનો સંચય કરે છે. ગૃહસ્થના ટુકડા ખાઈને મોજ ઉડાવવી તે ઘોર પતન છે. આ પતનથી સાધુએ સદૈવ બચવું જોઇએ.

## અઢાર

ધર્મમાં દૃઢતા રાખવા માટે સત્સંગની ખાસ જરૂર છે. સંતોના સમાગમથી ચિત્ત નિર્મળ બને છે, શુદ્ધિ તરફ વળે છે અને દુર્ભાવનાઓથી બચીને, પવિત્ર ભાવનાઓથી ભાવિત બની જાય છે. થોડાક વખતના વિચાર તથા આલાપ-સંલાપ પણ કોઈ કોઇવાર જીવન પર પોતાનો ચીરસ્થાયી પ્રભાવ પાડે છે. સંતોનું એક વચન પણ જીવનશુદ્ધિમાં સહાયક બને છે. એવી જ રીતે દુર્જનો, પાપીઓ અને અધાર્મિકોની સંગતિ ક્ષણભરમાં પણ ચિત્ત-ભૂમિમાં બીજ વાવે છે અને પછી ધીરેધીરે અધિકાધિક પતન થતું રહે છે. એટલે ધાર્મિક દૃઢતા માટે સત્સંગતિ ખૂબ સહાયક છે.

એકવાર કંપિલપુરનો રાજા સંયતિ શિકાર ખેલવા ગયો. તેણે એક હરિણને તીર માર્યું. તીરનો ઘા લાગતાજ, તે હરિણ ગર્દભાલી મુનિની પાસે જઈને મરી ગયું. રાજા હરિણની પછવાડે જઈ રહયો હતો. રાજા જ્યારે હરિણની પાસે પહોંચ્યો ત્યારે મુનિરાજને પાસે બેઠેલા જોઇને તેને ખૂબ ભય લાગ્યો, તેનું શરીર ભયને લીધે કંપવા લાગ્યું. તે હાથ જોડીને બોલ્યો-'મુનિરાજ! અજાણમાં મારાથી મહાન અપરાધ થઇ ગયો છે. મેં વિચાર ન્હોતો કર્યો કે આપ શ્રીમાન અહિં બીરાજેલા હશો. કૃપા કરી મને ક્ષમા આપો.

મુનિરાજે કહ્યું—રાજન્! હું ત્હને અભયદાન આપું છું. મારાથી ભયભિત બનેલા ત્હમે અભય મળતાં કેટલા સુખી બન્યા છો? એવી જ રીતે સંસારના ન્હાના મ્હોટા, માનવ-તિર્યંચ-પશુ-પક્ષી આદિ સઘળા પ્રાણીઓ મૃત્યુથી

ભયભીત બની રહેલ છે. તેઓને ત્હમે તમારા તરફથી અભય આપીને કેમ સુખી કરતા નથી ? નિર્ભયતા જેમ તમને વહાલી છે તેજ પ્રમાણે તે સૌને વહાલી છે.

મુનિરાજના આ સમયોચિત સંક્ષિપ્ત ઉપદેશે રાજાના હૃદયમાં એકદમ પરિવર્તન કરી દીધું. તે પરમ અહિંસક બની ગયો. આ સત્સંગનો મહિમા છે. તેણે કોઈપણ પ્રાણીનો વધ ન કરવાની પ્રતિજ્ઞા લઇ લીધી. એવી જ રીતે જો આપ પણ બીજાને અભય આપશો તો આપ પણ અભય બનશો. આપ બીજાઓની રક્ષા કરશો તો આપની પણ રક્ષા થશે. સુખી બનવાની ઉત્તમ કલા એ છે કે બીજાઓને સુખી બનાવો.

## ઓગણીસ

ભવ્યો ! સંસારમાં સંતજનોનો મોટો મહિમા છે. તેઓ આ અસાર સંસારમાં જીવિત કલ્પવૃક્ષ છે. તેમના પ્રકાશથી સંસારમાં પ્રકાશ ફેલાઈ રહ્યો છે. તેઓ, અજ્ઞાનાંધકારમાં પડીને પથભ્રષ્ટ થયેલા પથિકોને માટે પ્રકાશમય જ્યોતિસ્તંભ છે. સંસાર સમુદ્રથી પાર ઉતરવા માટે તેઓ જહાજ છે. તેમની કૃપા વડે સંસારી જીવો કૃતાર્થ બની જાય છે. તેમની પવિત્ર વાણીમાં જે પ્રભાવ છે તે સંસારમાં અન્યત્ર કયાં છે ? તેમના સ્નિગ્ધ નિરીક્ષણમાં વાત્સલ્યનો જે શીતલ પ્રવાહ વહે છે તેની સમાનતા ગંગાનો પ્રવાહ પણ નથી કરી શકતો. જેઓને તે સંત પુરુષોનો સદુપદેશ સાંભળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય છે તેઓનું જીવન પવિત્ર અને નિષ્પાપ બની જાય છે. તેમના ઉપદેશની વાત જવા દઈએ, તેમનાં દર્શન માત્રથી હૃદયના પટ ખૂલી જાય છે.

મૃગાપુત્ર એક રાજાનો પુત્ર હતો. તે એક દિવસે ઝરૂખામાં બેઠો હતો. તેજ વખતે એક મુનિ ત્યાંથી નીકળ્યા. ત્હેમના મ્હોં પર મુહપત્તિ બાંધેલી હતી. બગલમાં રજોહરણ દબાયેલો હતો અને હાથમાં ઝોળી લીધેલી હતી. ઈર્યાસમિતિથી અર્થાત્ ચાર ડગલા આગળની ભૂમિ એકાગ્ર ચિત્તથી જોતા તેઓ ચાલતા હતા. ઉઘાડા પગ અને ઉઘાડું માથું હતું. તે મુનિરાજ પર દૃષ્ટિ પડતાંજ, મૃગાપુત્ર રાજકુમારને જ્ઞાન થઈ ગયું અને તે નરક, તિર્યંચ આદિ ગતિઓમાં ભોગવવી પડતી વેદનાઓને પ્રત્યક્ષ દેખવા લાગ્યો. તેણે પોતાના માતા પિતા સમક્ષ સંસારના દુઃખોનું ચિત્ર રજુ કરીને સંયમ ધારણ કરવાની આજ્ઞા માગી. માતા પિતાએ જ્યારે સંયમની મુશ્કેલીઓ બતાવીને તેને રોકવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેણે ખૂબ દઢતાપૂર્વક જણાવ્યું કે–સંયમ કાયરોને માટે કઠિન્ છે અને શૂરવીરોને માટે સરળ છે. સંયમના કષ્ટોથી અસંખ્યાત ગણા વધારે કષ્ટો મેં અનેકવાર નરક આદિ ગતિમાં સહન કર્યાં છે; તો પછી આ કષ્ટોથી ડરવાનું શું કારણ છે? આ પ્રમાણે સમજાવી–બુઝાવીને તેણે દીક્ષા ધારણ કરી અને ઘોર તપસ્યા વડે આત્માનું અક્ષય કલ્યાણ કર્યું.

તાત્પર્ય એ છે કે, સાધુસમાગમ ક્ષણભરમાં પણ જીવને સુમાર્ગે લાવે છે. એટલે સત્સંગતિ માટે પ્રત્યેક આત્મહિતૈષીએ અવસર મેળવવો જોઈએ. સત્સંગતિ કરીને પોતાનું અહોભાગ્ય માનવું જોઈએ. પાપથી મુક્ત થવાનો આ સૌથી સરળ ઉપાય છે. માટે હમેશાં સંતોના સમાગમમાં રહો.

# વીસ

ભવ્યો ! સત્સંગતિની સાધના કરીને, જે ધર્મોપાર્જન કરે છે તેજ સંસારમાં સનાથ છે. જે વ્યક્તિ સાંસારિક આમોદ-પ્રમોદમાં, ભોગ વિલાસમાં અથવા અર્થોપાર્જન વગેરેમાં ભોગોપભોગોની સામગ્રીનો સંચય કરવામાં પોતાના જીવનનો બહુમૂલ્ય સમય ગૂમાવી દે છે અથવા નાસ્તિકતાનો આશ્રય લઇને, પુણ્ય, પાપ, પરલોક વગેરેનો અસ્વીકાર કરીને આત્મસંતોષ માની બેસે છે તે અનાથ છે. ધર્મ જ ત્રાતા છે. ધર્મ જ સમસ્ત સુખોનો દાતા છે. એટલે ધર્મ જ સાચો નાથ છે. જે ધર્મની આરાધના કરે છે, ધર્મ તેને નાથની જેમ સુખી બનાવે છે. અનાથમાંથી સનાથ બનીને **પ્રભૂત સંચય** નામના શેઠના પુત્રે સુપ્રસિદ્ધ મગધસમ્રાટ શ્રેણિકને ઉપદેશ આપ્યો હતો. તે વૃત્તાંત આ પ્રમાણે છે:—

એકવાર એક મુનિ રાજગૃહી નગરીના મંડીકુક્ષ નામક ઉદ્યાનમાં ધ્યાનમગ્ન ઉભા હતા. તે સમયે ત્યાંનો રાજા ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. મુનિનો સૌમ્ય ચહેરો જોઈને, તેને મુનિ પ્રત્યે કાંઇક આકર્ષણ થયું. ત્હેના હૃદયમાં પ્રેમ જાગૃત થયો. રાજા મુનિ પાસે જઈને કહેવા લાગ્યો:—

રાજા—મહારાજ ! આપ આ અવસ્થામાં કેમ સાધુ બની ગયા ? શું ત્હમે અનાથ હતા ? જો આ સાચું હોય તો મારી સાથે ચાલો. આજથી હું તમારો નાથ બનું છું. આપને ખૂબ આરામથી, મહાસુખથી રાખીશ. કોઇપણ જાતની તકલીફ પડવા દઇશ નહિં.

મુનિ—રાજન્ ! આપની કૃપા માટે ધન્યવાદ. આપ

મારા નાથ બનવા ઈચ્છો છો પરન્તુ પહેલા આપ પોતે સનાથ બની જાવ. આપ પોતે જ અનાથ છો તો પછી મારા નાથ શી રીતે બની શકશો ?

રાજા—મને લાગે છે કે આપ મ્હને ઓળખતા નથી. હું મગધનો પ્રતાપશાળી સમ્રાટ શ્રેણિક છું. અંગ અને બંગ દેશનો સ્વામી છું. મારા હુકમ પર લાખો માણસો પોતાનો પ્રાણ અર્પવા તૈયાર રહે છે. મારી પાસે અખૂટ ધનભંડાર છે. અગણિત સેના છે. આ બધું શું નાથ બનવા માટે પૂરતું નથી ? આમ છતાં પણ ત્હમે મને અનાથ સમજો છો તેથી મ્હને આશ્ચર્ય થાય છે.

મુનિ—રાજન્ ! મેં અજાણતાં આપને અનાથ નથી કહ્યા. અતુલ વૈભવ, પ્રબળ સૈન્ય અને વિશાળ સામ્રાજ્ય હોવા છતાં પણ મનુષ્ય અનાથ હોઇ શકે છે. આપ અત્યારે સનાથ અનાથનું સ્વરૂપ સમજતા નથી. હું કોઈ કંગાળ ઘરમાં જન્મ્યો નથી. મારા ઘરમાં કુટુંબીજનોની ખોટ ન હતી. ઘર વૈભવપૂર્ણ હતું. સંસાર સંબંધીનું સઘળું સુખ મને મળ્યું હતું. પરંતુ એકવાર મને રોગ ઉત્પન્ન થયો અને તે રોગને દૂર કરવામાં કોઈપણ કુટુંબીજનો સમર્થ ન બની શકયાં. કોઈપણ કુટુંબી મારૂં દુઃખ પોતાને માથે ન લઇ શકયો, તેમ તેમાંથી ભાગ પણ ન પડાવી શકયો. એટલા માટે હું અનાથ હતો. હવે હું પ્રાણી માત્રની રક્ષા કરૂં છું એટલે હવે નાથ બની ગયો છું. હવે આપ વિચારો કે-'આપ શું અનાથ નથી ? જ્યારે આપ પોતે અનાથ છો તો મારા નાથ કેમ બની શકો ? શું આપ એવી ખાત્રી આપી શકો છો કે, મ્હને કોઈપણ જાતના રોગની જાળમાં ન ફસાવા દ્યો ? જો

હું તેમાં ફસાઉં તો આપ તેમાંથી થોડો ઘણો ભાગ લઈ, મારા રોગને હલકો કરી દેશો ? શું આપ મૃત્યુના આક્રમણ-માંથી મને બચાવી શકશો ? જો નહિ, તો નાથ બનવાની યોગ્યતા આપનામાં ક્યાં છે ? '

અનાથી મુનિનું આ કથન સાંભળીને, રાજાનું અભિમાન ગળી ગયું. અને તેને સદ્બોધની પ્રાપ્તિ થઈ. આપણે એ બરાબર સમજી લેવું જોઈએ કે, જે વ્યક્તિ શુભ યા અશુભ કર્મ કરે છે તેને જ તેનું ફળ ભોગવવું પડે છે. બંધુ–બાંધવ અગર અન્ય હિતૈષી જન તેમાં ભાગીદાર બની શકતા નથી.

## એકવીસ

આત્મા જ કર્મોનો કર્ત્તા છે, આત્મા જ કર્મોનો ભોક્તા છે અને આત્મા જ કર્મોનો વિકર્ત્તા–વિનાશક છે. એટલે પાપ-કર્મ કરતાં ડરો. પાપબુદ્ધિ ઉત્પન્ન ન થવા દો. પોતાના મનનું હમેશાં નિરીક્ષણ કરતા રહો. પ્રમાદમાં અજાણમાં પણ અંતઃકરણની ખાત્રી કરવાનું ન ભૂલો. પાપ કરવાની ભાવના અંતઃકરણમાં જાગૃત નહિં થાય તો, અવશ્ય ત્હમે પાપથી બચી શકશો. યાદ રાખો કે, જે લોકોને પ્રસન્ન કરવા માટે, ત્હમે પાપમાં પ્રવૃત્ત બનો છો, તે લોકો પાપકર્મોનું ભયંકર ફલ ભોગવતી વખતે તમને સાથ નહિં આપે.'તમારે એકલાને જ તેનું ફળ ભોગવવું પડશે.

## બાવીસ

ભવ્યો ! ત્હમે જે પ્રતિજ્ઞા લ્યો તે ખૂબ સમજી–વિચારીને લ્યો. પહેલાં, પ્રતિજ્ઞાની બહુમૂલ્યતાનો વિચાર કરો, પછી પોતાની

શક્તિનું માપ કાઢો. જ્યારે તમને તેના નિભાવની પૂરેપૂરી ખાત્રી થઈ જાય ત્યારે પ્રસન્નતા, ઉત્સાહ અને દૃઢતા સાથે તેનો સ્વીકાર કરો. એ યાદ રાખો કે, શક્તિ હોવા છતાં અશક્ત ન બનો. પોતાની શક્તિને યથાર્થ રૂપે ઓળખો. સાવધાનીપૂર્વક લીધેલી પ્રતિજ્ઞા પ્રાણુના ભોગે પણ નભાવો. પ્રતિજ્ઞા-નિર્વાહમાં કદાચ સર્વસ્વ અર્પણ કરવું પડે, જીવનને કષ્ટોમાં ઉતારવું પડે, તો તે માટે પણ તૈયાર રહો; પણ પ્રતિજ્ઞાભ્રષ્ટ ન બનો. જે વસ્તુનો ત્યાગ કર્યો હોય તેને વમનની જેમ ઘૃણિત સમજો. કોઈપણ વિવેકી જન વમનને ભોગવતા નથી, એવી જ રીતે ત્યાગેલ વસ્તુને પુનઃ ન ભોગવો. પ્રતિજ્ઞા-પાલનમાં જે જે કષ્ટો સહન કરવા પડે તેનું પ્રસન્નતાપૂર્વક સ્વાગત કરો. શક્તિનો વિકાસ-બળવૃદ્ધિ કષ્ટ સહન કરવાથીજ સાંપડે છે. જેમ જેમ કષ્ટોને સહન કરશો તેમ તેમ ત્હમારો આત્મા બળવાન બનતો જશે. એટલે દુઃખથી ન ગભરાઓ, કષ્ટોથી ખેદ ન પામો, મુશીબતોમાં મનને મેલું ન કરો. એથી ત્હમારા આત્માનો વિકાસ થશે, ત્હમારી શક્તિ ખીલી ઉઠશે અને ત્હમે મહાન કાર્યોમાં સફળતા પ્રાપ્ત કરવાના અધિકારી બનશો. યાદ રાખો કે, સોનાને જેટલું અગ્નિમાં તપાવવામાં આવે છે તેટલી જ તેની ચમક વધે છે.

જે વ્યક્તિ ગૃહસ્થધર્મ અથવા મુનિધર્મ અંગિકાર કરીને, તેને છોડી દે છે અથવા અન્ય કોઈ પ્રકારની ધાર્મિક પ્રતિજ્ઞા લઈને, કોઈ પ્રલોભનમાં પડી તેનો ત્યાગ કરે છે તે મહાન પાપનો ભાગીદાર બને છે. એટલે પ્રતિજ્ઞાનું અત્યંત દૃઢતાપૂર્વક પાલન કરવું એ પ્રત્યેક ધાર્મિક વ્યક્તિનું કર્તવ્ય છે.

# તેવીસ

ભવ્યો ! જીવનમાં શ્રદ્ધાનું એક મહત્વપૂર્ણ સ્થાન છે. શ્રદ્ધા વગરના મનુષ્યનું મન ચંચળ, સંદિગ્ધ અને નાસ્તિક બની જાય છે. શ્રદ્ધા વગરનો માનવી પોતાના જીવનનો પૂરો વિકાસ કરી શકતો નથી. પરંતુ શ્રદ્ધામાં વિવેકનું મિશ્રણ કરો, જેથી તમારી શ્રદ્ધા અંધશ્રદ્ધા ન બની જાય. વિવેકની સિદ્ધિ માટે તત્ત્વચર્ચા કરવી જરૂરી છે. પ્રત્યેક બાબતને બુદ્ધિની કસોટી પર કસો, તેને પારખો, પણ હઠાગ્રહથી દૂર રહો. શાંતિ અને સહિષ્ણુતા સાથે તત્ત્વનો નિર્ણય કરો. જ્યાં જય–પરાજયનો ભાવ નથી ત્યાં તત્ત્વચર્ચા લાભદાયક બને છે. કેશી અને ગૌતમ સ્વામીની ચર્ચા કેટલી શાંતિ, ગંભીરતા અને ઉદારતાપૂર્વક થઈ હતી. ત્હેમનાં હ્રદયમાં માત્ર તત્ત્વનીજ જીજ્ઞાસા હતી. જય–પરાજયની ભાવના ન હતી. ઉદારતાપૂર્ણ વિચાર વિનિમય જ્ઞાનપ્રાપ્તિનું સર્વોત્તમ સાધન છે. એટલે શુદ્ધ જીજ્ઞાસાની ભાવનાથી તત્ત્વચર્ચા કરીને, જ્ઞાનીઓના જ્ઞાનનો લાભ મેળવો. ત્હેમના અનુભવપૂર્ણ ઉદ્ગાર સાંભળો. તેમની સાધનાનું ફળ સમજો. પોતાનાં અધ્યયન-ચિંતન-મનનમાં ત્હમને મોટી સહાયતા મળશે.

# ચોવીસ

સાચો સાધક એ છે કે, જે પોતાની જીવનચર્યા પોતાની સાધનાને અનુકૂળ બનાવીને, પોતાના મહાન અને ઉચ્ચતર ધ્યેય તરફ અગ્રેસર બનતો જાય છે. તે ન્હાનામાં ન્હાની અને મોટામાં મોટી પ્રત્યેક પ્રવૃત્તિમાં વિવેકશીલતાનો ઉપયોગ કરે

છે. ધર્મને તે પોતાના જીવન વ્યવહારમાં જોડે છે. સાચા સાધકનું જીવન હમેશાં સર્વત્ર એકરસ રહે છે. એટલે ભવ્યો! ત્હમે પણ એજ પંથે ચાલો. જે સ્થાનમાં જઈને ત્હમે જે ધર્મને મુખ્ય બનાવો છો, તે ધર્મને ઘરમાં તથા દુકાનમાં પણ સન્મુખ રાખો; એટલું જ નહિ પણ ચાલો તો જોયા વગર ન ચાલો. બોલો તો વગર વિચાર્યું ન બોલો, અપ્રિય, મર્મ-ભેદી અને અનર્થકારી વચન ન કહો. ભોજન કરો તો અભક્ષ્ય, અપથ્ય અને અશુદ્ધ ન કરો. સાંસારિક જરૂરિયાતો પૂરી પાડવા માટે સંગ્રહ કરવાનું જરૂરી માનો તો પણ સંચયને માટે જીવનને બરબાદ ન કરો. સંચયની મર્યાદા બાંધી લ્યો અને તે મર્યાદાની અંદર રહીને, સંતોષપૂર્ણ જીવન વ્યતિત કરો. જે સંગ્રહ કર્યો હોય તેનો દુરૂપયોગ ન કરો. પ્રત્યેક ક્રિયા કરતી વખતે વિવેકને ન ભૂલો. પોતાની ઈન્દ્રિયો અને મન પોતાના કાબુથી બહાર ન જવા દો. બેકાબુ બની જવાથી તે તમને કુમાર્ગ તરફ ઘસડી જઈને, અધઃપતનની ભૂમિકામાં લાવી મૂકશે. એટલે ઈન્દ્રિયોની પ્રવૃત્તિ પર હમેશાં નિરીક્ષણ કરો. આ પ્રકારનું વિવેકપૂર્ણ જીવન ગાળ-વાથી આત્મિક નિર્મળતાની વૃદ્ધિ થશે અને ત્હમે ત્હમારૂં કલ્યાણ કરવામાં સમર્થ બની શકશો.

# પચીસ

જયઘોષ એક બ્રાહ્મણ હતા. ત્હેમને સંસારની અસાર-તાનું જ્યારે ભાન થયું ત્યારે તે મુનિ બની ગયા. એક એક મહિનાના ઉપવાસ કરીને તેઓ પોતાની કાયાને કૃશ કરવા લાગ્યા. એકવાર તેઓ પોતાના ભાઇ વિજયઘોષને પ્રતિબોધ દેવા

માટે પોતાની જન્મભૂમિમાં આવ્યા. તે દિવસે વિજયઘોષે યજ્ઞ નિમિત્તે ભોજન બનાવરાવ્યું હતું. તે પોતાના ભાઈને મુનિવેશમાં ન ઓળખી શકયો. તેથી તેણે કહ્યું :–મહારાજ ! અહિંથી પાછા પગે વિદાય થઈ જાવ. આ આહાર તમારા માટે નથી. આ તો એ બ્રાહ્મણોને માટે નિપજાવવામાં આવ્યો છે કે જેઓ વેદનું પઠન કરે છે અને ઈંદ્રિયોને કાબુમાં રાખે છે.

મુનિ સમતાના સાગર હતા. આવો શુષ્ક અને અપમાનજનક ઉત્તર સાંભળીને પણ, તેમનાં મનમાં રોષનો ભાવ ઉત્પન્ન ન થયો. અત્યંત શાંતિ અને ગંભીરતાપૂર્વક જયઘોષ મુનિ કહેવા લાગ્યા:–ભાઈ! બ્રાહ્મણત્વ જન્મથી નથી આવતું. તે તો કર્મ પર નિર્ભર છે. તમારા જ શાસ્ત્રોમાં કહ્યું છે કે– '**जन्मना जायते शूद्रः कर्मणा द्विज उच्यते**' અર્થાત્ જન્મથી પ્રત્યેક વ્યક્તિ શૂદ્ર હોય છે અને કર્મથી દ્વિજ (બ્રાહ્મણ) કહેવાય છે. વાસ્તવિક રીતે, જે મહાભાગ્ય હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ, ક્રોધ–માન–માયા–લોભ આદિ વિકારો પર વિજય મેળવીને, પોતાનું જીવન સંયમપૂર્વક વીતાવે છે તેજ સાચો બ્રાહ્મણ છે. મસ્તક મુંડાવી લેવાથી કોઈ સાધુ નથી બની શકતો. ઓમ્કાર જપી લેવાથી કોઈ બ્રાહ્મણ નથી કહેવાતો, જંગલમાં રહેવાથી મુનિ નથી બની જતો અને ચટાઈ પર સૂઈ જવા માત્રથી તાપસ પદવી નથી મેળવી શકતો. એકજ વ્યક્તિ પોતાના ઉત્તમ, મધ્યમ અને જઘન્ય આચારથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય આદિ કહેવડાવી શકે છે.

ભાઈ વિજયઘોષ! તત્ત્વને સમજો. જાતિનો મદ છોડો. સાંસારિક પ્રલોભનોમાં ન પડો. જેમ લીલી અને ચીકણી માટીનો લોંદો દિવાલ તરફ ફેંકતા તે દિવાલને ચોંટી જાય છે તેમ ભોગી કામભોગોમાં મગ્ન બની અનંત દુઃખને પાત્ર બને છે. ભોગોથી કદી તૃપ્તિ થતી નથી. જેમ જેમ ભોગો ભોગવતા જશો તેમ તેમ ભોગોની ઈચ્છા વધતીજ જશે. જેમ જેમ ભોગોની ઈચ્છા વધતી જશે તેમ તેમ દુઃખોની વૃદ્ધિ થતી જશે અને સાંસારિક બંધનોનો પાશ વધુ મજબુત બનતો જશે. એટલે ભોગોનો પરિત્યાગ કરવો એજ દુઃખમુક્ત બનવાનો સર્વોત્તમ ઉપાય છે. આ સત્યને સમજો, તેને હૃદયંગમ કરો અને પછ તે પ્રમાણે ચાલો.

મુનિરાજનો આ ઉપદેશ સાંભળીને વિજયઘોષે જાતિગત અહંકારનો ત્યાગ કરી દીધો અને સમસ્ત ભોગોપભોગોનો ત્યાગ કરીને નિર્ગ્રંથ દીક્ષા ધારણ કરી. અંતમાં બંને મુનિઓએ જ્ઞાન અને ચારિત્રની વિશિષ્ટ આરાધના કરીને સિદ્ધ અવસ્થા પ્રાપ્ત કરી અને સમસ્ત દુઃખનો અંત કર્યો.

## છવ્વીશ

ભવ્યો! જગતમાં સાચો પ્રકાશ ફેલાવનાર ગુરૂ છે. તેઓ અજ્ઞાન રૂપી અંધકારથી અંધ બનેલ વ્યક્તિઓની આંખો જ્ઞાન રૂપી અંજન લગાડીને ખોલી દે છે. તેમના અનુભવથી અને પથપ્રદર્શનથી શિષ્યોનો મોટો ઉપકાર થાય છે. તેઓને જીવન પ્રગતિના માર્ગનું ભાન ગુરૂમહારાજ દ્વારાજ થાય છે. એટલે શિષ્યનું કર્તવ્ય છે કે, તે ગુરૂની આજ્ઞા પ્રમાણ માનીને ચાલે. ગુરૂના આદેશનું ઉલ્લંઘન ન કરનાર શિષ્ય જ ગુરૂની કૃપાનું

પાત્ર બને છે. શિષ્ય પોતાની જગ્યાએથી બહાર જાય તો ગુરૂની અનુમતિ લઈને જાય. જ્યારે પાછો આવે ત્યારે ગુરૂને પોતાના આગમનની ખબર આપે. જ્યારે જે ક્રિયા કરવાનો સમય હોય ત્યારે તેજ ક્રિયા કરે. ગુરૂમહારાજના ઈસારાને સમજી તત્કાળ વ્યવહાર કરે. કાર્ય કરવામાં પ્રમાદી ન બને.

## સત્તાવીશ

જેમ શિષ્યનું કર્તવ્ય ગુરૂની આજ્ઞાનું મન-વચન-કર્મથી પાલન કરવાનું છે તેવીજ રીતે ગુરૂનું પણ એ કર્તવ્ય છે કે, તે વિનીત શિષ્યને પૂર્ણ સહાય કરે. તેનાં ધ્યેયની પૂર્તિ માટે પુરૂં ધ્યાન આપે. તેનાં સુખ સગવડનો વિચાર કરે. જો શિષ્ય સર્વથા અયોગ્ય હોય તો તેને દૂર કરી દે, જેથી બીજા શિષ્યોને તેના દ્વારા ક્ષતિ ન પહોંચે. તેનું અનુકરણ કરીને બીજા શિષ્યો પોતાનાં કર્તવ્યથી ભ્રષ્ટ ન બને. શિષ્ય-મોહને કારણે વિરૂદ્ધ આચાર સહન કરનાર ગુરૂ પોતાના કર્તવ્યની મર્યાદાથી બહાર ચાલ્યો જાય છે અને બીજા સદાચારી શિષ્યો સન્મુખ ખરાબ દૃષ્ટાંત પૂરૂં પાડે છે.

## અટ્ઠાવીશ

ભવ્યો ! મુક્તિ પ્રાપ્ત કરવી તે આર્યજનોનું મુખ્ય ધ્યેય છે. આ જ ધ્યેયની પ્રાપ્તિ અર્થે આર્યાવર્તમાં અનેક ધર્મ-પ્રણાલિઓ પ્રસંગોપાત ઉભી કરવામાં આવે છે અને તેનું અનુકરણ કરવા માટે ભૂતકાળમાં મોટા મોટા રાજા મહારાજાઓ, સમ્રાટો અને ચક્રવર્તીઓએ પોતાનાં વિપૂલ રાજ્યોનો પરિ-ત્યાગ કરીને, વનવાસ સ્વીકાર્યો છે. મોક્ષ મેળવવાના મુખ્ય

ચાર કારણ છે–સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપ. ચાર કારણ કહેવાનો હેતુ એ નથી કે, તેમાંના કોઈપણ એકનું અનુષ્ઠાન કરીને, મોક્ષ મેળવી શકાય. પરન્તુ ચારેયનું એકી સાથે પાલન કરવાથી–ચારેયનો સમભાવ થવાથી મોક્ષ મળે છે. એટલે મુમુક્ષુ જનોએ કોઈ એક જ કારણની પ્રાપ્તિથી સંતુષ્ટ ન બનતા, બધાયને મેળવવાનો પ્રયાસ કરવો જોઇએ. અને તેની મર્યાદા–વિકાસ માટે સતત્ પ્રવૃત્તિ કરવી જોઈએ. ચારેય કારણોની પૂર્ણતા પ્રાપ્ત થવાથી મોક્ષ મેળવી શકાય છે. મોક્ષ પ્રાપ્તિ થયા પછી ફરી કદી સંસારમાં આવવું પડતું નથી. સંસારભ્રમણનું કારણ આત્મિક વિકાર છે. જ્યાં આત્મિક વિકાર છે ત્યાં સંસારભ્રમણ છે. મુક્તિમાં આત્મિક વિકાર લેશમાત્ર પણ રહેતો નથી. તેનો સર્વથા નાશ થયા પછીજ મોક્ષલાભ મળે છે. આવી સ્થિતિમાં ફરી તે સંસારમાં અવતરતો નથી. કારણ કે કાર્યવગર ઉત્પત્તિ હોઈ શકે નહિ. એટલે મુક્તિ અક્ષય છે–અનંત છે–શાશ્વત છે. ત્યાં આત્મા નિજસ્વરૂપે સ્થિત બને છે. અનંત સુખમાં લીન બને છે, અક્ષયજ્ઞાનની જ્યોત ઝળકવા લાગે છે. નિર્વિકારી ભાવ અને પરિપૂર્ણ વિતરાગતાને કારણે ત્યાં દુઃખોને લેશમાત્ર સ્થાન નથી.

## ઓગણત્રીશ

ગુરૂ જનો તથા સ્વધર્મી બંધુઓની સેવાથી મનુષ્યગતિ અને દેવગતિનું બહુમાન્ય આયુષ્ય બંધાય છે. પોતાનાથી અસાવધાની વડે જે દુષ્કૃત થયાં હોય તેની આલોચના કરવાથી–ગુરૂજનો સમક્ષ નિષ્કપટ ભાવે તે જાહેર કરી દેવાથી અને તે માટે યથોચિત પ્રાયશ્ચિત કરી લેવાથી, માનસિક

સંતોષ મળે છે, અંતઃકરણની શુદ્ધિ થાય છે. આગળ તે પાપમાં પડતાં ઘૃણા ઉપજે છે અને મોક્ષબાધક શલ્યનો વિનાશ થાય છે. સામાયિક કરવાથી અર્થાત્ નિયત કરેલા સમય સુધી સમતાભાવની આરાધના કરવાથી સાવદ્ય યોગો (દુષિત વ્યાપારો) નો નિરોધ થાય છે. પ્રતિક્રમણ કરવાથી વ્રતોનાં છિદ્રો રોકાઈ જાય છે અર્થાત્ ગ્રહણ કરેલાં વ્રતોની મલીનતા દૂર થઈ જાય છે અને આત્મા નિર્મળ બને છે. પ્રત્યાખ્યાન—ત્યાગથી આસ્રવનો નિરોધ થાય છે. ક્ષમાયાચના કરવાથી મૈત્રીભાવ જન્મે છે. સત્શાસ્ત્રોનું અધ્યયન કરવાથી જ્ઞાનાવરણીય કર્મનો નાશ થાય છે—અજ્ઞાન દૂર થઈ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તપશ્ચર્યાથી મોક્ષગતિનો લાભ મળે છે. ક્રોધ, માન, માયા તથા લોભનો ત્યાગ કરવાથી વિતરાગભાવ પેદા થાય છે. મૃત્યુકાળ સમીપ આવતા, ધાર્મિક ભાવના સાથે, નિષ્કામ રહીને શરીરનો ત્યાગ કરવાથી અર્થાત્ સમાધિ મરણ કરવાથી ભવભ્રમણનો અંત આવે છે. સેવા કરવાથી મહાનમાં મહાન પુણ્ય તીર્થંકરગોત્ર બંધાય છે.

## ત્રીસ

કર્મોના સંપૂર્ણ વિનાશને મુક્તિ કહે છે. કર્મોનો સદંતર નાશ કરવાના બે મુખ્ય ઉપાય છે. આસ્રવનો નિરોધ (સંવર) અને નિર્જરા. જેમ કોઈ વ્યક્તિ તલાવમાં દાટેલ ધન મેળવવા માટે તલાવને સૂકવી નાખવા ઇચ્છે છે તો તેને, તે પહેલાં નવું આવતું પાણી રોકવું પડે છે, પછી પહેલાં ભરાયેલું પાણી ઉલેચવું પડે છે તે પછી જ તલાવ પૂરેપૂરૂં પાણી વગરનું બને છે અને તે પછી જ ધન પ્રાપ્ત થઈ શકે છે.

એવી જ રીતે મુમુક્ષુ જીવ પહેલા મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગના પ્રવાહો દ્વારા નવિન બંધાતાં કર્મોનું આગમન રોકી દે છે. તે સાથે જ પૂર્વે બાંધેલાં કર્મોનો તપસ્યા વડે વિનાશ કરે છે. પહેલા ઉપાયને સંવર કહે છે અને બીજાને નિર્જરા કહે છે. આ પ્રમાણે સંવર અને નિર્જરાની આરાધના વડે સકળ કર્મોનો ક્ષય થાય છે. કર્મનો ક્ષય એજ મુક્તિ–મોક્ષ છે.

## એકત્રીસ

ભવ્યો ! આ વાતને કદી ન ભૂલો કે, આ શરીર સંસારસાગરથી તરવા માટે એક નૌકા છે. એટલે શરીરનું પોષણ એજ હેતુએ થવું જોઇએ. જે શરીર આ મહાન ધ્યેયની પૂર્તિ માટે સાધક નથી બનતું, તેનું પોષણ કરવું નિરર્થકજ નહિ કિન્તુ હાનિકારક પણ છે. એટલે વ્યાધિ તથા ઉપસર્ગનું ઉપશમન કરવામાં ભોજન બાધક હોય તો ભોજન ન કરો. પ્રતિજ્ઞાને માટે ભોજન છોડવું પડે તો છોડો, પ્રાણીઓની રક્ષાને માટે ભોજન ન કરવું શ્રેયસ્કર હોય તો તે ભોજનથી શો લાભ ! જે ભોજન અધર્મ–પ્રવૃત્તિનું કારણ બને તે હાનિકારકજ છે.

વળી જુઓ, અહંકાર મનુષ્યનો સૌથી ભયંકર શત્રુ છે. તે મનુષ્યને અંધ બનાવીને, પતનની ઉંડી ખાઈમાં ધકેલી દે છે. એટલે જાતિનો, કુળનો, બળનો, વિદ્યાનો, રૂપનો, તપસ્યાનો, લાભનો કે મોટાઈનો ગર્વ ન કરો. જ્યારે તમારા હૃદયમાં અભિમાનના અંકુરો ઉગવા લાગે ત્યારે તમારી દૃષ્ટિ

છો તે વસ્તુ જગતમાં ઘણાઓ પાસે ઘણા મોટા પ્રમાણમાં મોજુદ છે. તો પછી તમારે અહંકાર કરવાનું શું કારણ છે? આ પ્રમાણે વિચાર કરીને અભિમાનના અંકુરને પલ્લવિત ન થવા દો. જો તે પલ્લવિત થઈ ગયા તો તેથી નજીકના ભવિષ્યમાં જ વિષમય ફલ ઉત્પન્ન થશે, જેના સ્વાદથી તમારા સઘળા સદ્ગુણો નાશ પામી જશે.

ત્હમે પોતે નિર્ભય રહેવા ઇચ્છો છો. તેવી જ રીતે જગતનાં સઘળા જીવો નિર્ભયતા ઇચ્છે છે. તો તમે જે ચીજને ઇચ્છો છો તેજ ચીજ બીજાઓ પાસેથી છીનવી લેવાનો પ્રયાસ તમે શા માટે કરો છો? યાદ રાખો કે બીજાઓની નિર્ભયતા હરી લેવાથી ત્હમે કદી નિર્ભય નહિં બની શકો. બીજાઓને દુઃખ પહોંચાડતા ત્હમે દુઃખથી નહિં બચી શકો. તમારે સુખી બનવું હોય તો બીજાઓને સુખી બનાવો. તમારૂં કલ્યાણ ઇચ્છતા હો તો બીજાઓનું કલ્યાણ કરો. જેવું કરશો તેવું પામશો. કર્મને ઠગવાનો હાસ્યજનક પ્રયત્ન ન કરો. તમારા પાપનું જો તમને ભાન છે તો લાખ લાખ પ્રયત્ને પણ ત્હમે તે પાપથી મુક્ત બની શકશો નહિ. અર્થાત્ તે કર્મનું ફળ તમારે ભોગવવું જ પડશે. એટલે તમારી વૃત્તિને પ્રશસ્ત બનાવો.

## બત્રીસ

ભવ્યો! કેવળ શ્રોતેન્દ્રિયને વશ બની હરણ પોતાનો પ્રાણ ગુમાવે છે, ચક્ષુ ઇન્દ્રિયને વશ બની પતંગ, ઘ્રાણેન્દ્રિયને વશ બની ભ્રમર, જિહ્વા-ઇન્દ્રિયને વશ બની મત્સ્ય અને સ્પર્શેન્દ્રિયને વશ બની હાથી પોતાના પ્રાણનો નાશ કરે છે.

આ બધા પ્રાણીઓ માત્ર એક એક ઈન્દ્રિયના ગુલામ બનીને મૃત્યુ પામે છે તો પછી જેઓ એક નહિ, બે નહિ, પરન્તુ પાંચ પાંચ ઈન્દ્રિયોના ગુલામ બનેલા છે તેની શી દશા થશે તે વિચારો. ખરેખર, તેમનું ભવિષ્ય અત્યંત ભયંકર છે. પ્રાણીઓ, ચેતો, સાવધાન બનો. હાલ સમય છે. ઈન્દ્રિયોની પરાધિનતા ત્યાગો, ઇન્દ્રિયોને પોતાને આધીન બનાવો.

## તેત્રીસ

જાગૃત અને સાવધાન પુરુષોનો માલ ચોરો ચોરી જાય તે સંભવિત નથી. સૂતેલા અને નશામાં ચકચૂર બનેલા પુરુષનો માલ સહજ જ ચોરાઇ જાય છે. બાહ્ય જગત્‌ના ચોરોની અપેક્ષાએ, આધ્યાત્મિક જગત્‌ના ચોરો અત્યંત બળવાન છે, અત્યંત ભયાનક છે અને જલ્દીથી અને સફાઈથી તેઓ પોતાનું કામ કરે છે. તે ચોરો છે આત્મિક વિકાર. મનુષ્ય જ્યારે પ્રમાદવશ બની જાય છે ત્યારે તરત જ તે ચોરો આત્માના સર્વસ્વ ગુણો છીનવી લ્યે છે. આત્મા પ્રમાદી અવસ્થામાં પડી રહે છે. તેને આ વાતનું ભાન નથી રહેતું કે હું ક્યાંથી આવ્યો છું ? ક્યાં જઈશ ? મારૂં મૂળ સ્વરૂપ શું છે ? આ વખતે હું કેવી વિકૃતિમાં જકડાયલો છું ? આ સ્થિતિથી મારો ઉદ્ધાર કેવી રીતે થશે ? એટલે જો પોતાની આત્મિક સારભુત સંપત્તિ સુરક્ષિત રાખવી હોય તો સદા જાગૃત રહો, સાવધાન રહો, સતર્ક રહો. પ્રમાદને પોતાની પાસે પણ ન આવવા દ્યો.

## ચોત્રીસ

ભવ્યો ! જેની જેવી ભાવના હોય છે તેવું તેને ફળ મળે છે. આ વાક્ય અત્યંત રહસ્યપૂર્ણ છે. ખરી રીતે, ભાવ-

નાનુસાર જ મનુષ્યને શુભાશુભની પ્રાપ્તિ થાય છે. ભાવનાનુસાર જ કર્મબંધમાં ન્યૂનાધિકતા થાય છે. જેની ભાવના વધારે દુષ્ટ હોય છે તેને વધારે તથા તીવ્ર પાપનો બંધ પડે છે અને જેની ભાવનામાં થોડીયે નિર્મળતા છે તે ઓછા પાપનો અધિકારી છે. જેમકે કોઈ વ્યક્તિના મનમાં કોઈને જાનથી મારી નાખવાની ભાવના થઈ, તો તે સૌથી વધારે દુષ્ટ ભાવના છે. તેને કૃષ્ણ લેશ્યા કહે છે. બીજા માણસે વિચાર્યું કે જાનથી મારી નાખવાની જરૂર નથી, પણ હાથ પગ ભાંગી નાખવા જોઈએ જેથી તે બેકાર બની જાય. આ પણ ખરાબ ભાવના છે તેને નીલલેશ્યા કહેવાય છે. ત્રીજા માણસે વિચાર્યું કે હાથ પગ ભાંગવાની જરૂર નથી, પણ માત્ર નાક, કાન અને આંગળીઓ કાપી લેવી જોઈએ. આ પણ ખરાબ ભાવના છે. તેને કાપોત લેશ્યા કહે છે. ચોથાની ભાવના થઇ કે નાક, કાન આદિ નહિ પણ માત્ર લાકડીથી માર મારીને તેને રસ્તા પર લાવવો જોઈએ. આ ભાવના પણ ખરાબ છે, પણ પહેલાના ત્રણની ભાવના કરતાં પ્રશસ્ત છે. તેને તેજોલેશ્યા કહે છે. પાંચમાની એવી ભાવના થઈ કે મારપીટ કરીને નહિ પણ તિરસ્કારીને તેને શિક્ષા આપવી જોઈએ. આ ભાવના પહેલાની બધી ભાવનાઓ કરતાં વધારે પ્રશસ્ત છે. તેને પદ્મલેશ્યા કહે છે. છઠ્ઠા માણસે વિચાર્યું કે મીઠા શબ્દોમાં તે માની જાય તેવો પ્રયત્ન કરવો જોઈએ. તેને કડવાં વચનો શા માટે કહેવા? આવી ભાવના સર્વોત્તમ છે. આ પ્રકારની વિશુદ્ધ ભાવનાને શુક્લ લેશ્યા કહે છે.

દરેક બાબતમાં આ છ પ્રકારની ભાવનાઓ હોય છે. તેમાં પહેલાની ત્રણ અશુભ છે અને પાછળની ત્રણ શુભ છે.

પ્રત્યેક આત્મહિતેચ્છુએ અશુભ ભાવનાથી બચીને, શુભ ભાવનાને અર્થાત્ શુકલ ભાવનાને અપનાવવી જોઈએ.

## પાંત્રીસ

જે વ્યક્તિ સંસારના સમસ્ત વ્યાપારોથી વિરક્ત થઈ ગઈ હોય, જેણે ત્રસ સ્થાવર સર્વ પ્રાણીઓની હિંસાનો પરિત્યાગ કરીને સાધુધર્મ અંગીકાર કર્યો હોય, તેણે પોતાનો વ્યાપાર ખૂબ સાવધાનીપૂર્વક કરવો જોઇએ. તેણે પૃથ્વી તથા પાણીનો આરંભ ન કરવો જોઈએ. અગ્નિનો ઉપયોગ ન કરવો જોઈએ. ગમે તેટલી ઠંડી પડે તોપણ અગ્નિ ન તપાવવી જોઈએ. કારણ કે પૃથ્વી, પાણી અને અગ્નિમાં અસંખ્ય એકેન્દ્રિય જીવો હોય છે. તે ઉપરાંત, વાયુમાં પણ અસંખ્ય જીવો છે; એટલે ગમે તેટલી સખત ગરમી પડે તો પણ પંખાથી પવન ન લેવો જોઇએ, તેમજ પુસ્તક, પુંઠું કે વસ્ત્ર વગેરેથી વાયુની કિલામના ન કરવી જોઈએ. વનસ્પતિકાયમાં પણ સંખ્યાત, અસંખ્યાત અને અનંત એમ ત્રણ પ્રકારના જીવો છે, માટે સાધુએ વનસ્પતિકાયનો પણ આરંભ ન કરવો જોઇએ. ફૂલની માળા, કાચાં ફળાદિ ખાવાં તો દૂર રહ્યા પણ તેનો સ્પર્શ સરખો પણ કરવાની સાધુને માટે મનાઈ છે.

સાધુ સર્વ પ્રકારની હિંસાના, અસત્યના, ચોરીના, મૈથુનના અને પરિગ્રહના ત્યાગી હોય છે. તે એક ન્હાની સરખી સોય પણ પોતાની પાસે રાખતા નથી.

સાધુ પોતાના જીવનને પૂર્ણ સ્વાશ્રયી તથા કષ્ટસહિષ્ણુ તથા લઘુભૂત બનાવે છે. તેઓ કોઈપણ પ્રકારની સજીવ કે નિર્જીવ સવારી પર આરૂઢ થતા નથી. પગમાં પગરખા કે

મોજાં પહેરતા નથી. જ્યારે પ્રચંડ સૂર્યના તાપથી ગ્રીષ્મકાળમાં પૃથ્વી સખ્ત તપે છે ત્યારે પણ સાધુ ઉઘાડે પગે જ વિહાર કરે છે. તેઓ પોતાના સંયમના રક્ષણને માટે ગૃહસ્થોને ઘેર જઇને વધ્યો ખુટયો, લુખો સૂકો પરિમિત આહાર ગ્રહણ કરીને જીવન નિર્વાહ કરે છે. કોઇનું આમંત્રણ સ્વીકારતા નથી. પોતાના નિમિત્તે બનાવેલો આહાર અથવા ગરીબ ગરબાં માટે તૈયાર કરેલો આહાર કદી લેતા નથી. પૌષ્ટિક આહાર તેઓને ત્યાજ્ય છે. જ્યારે આહાર પણ આવા પ્રકારના અન્યાન્ય નિયમોથી મર્યાદિત છે તો પછી વ્યસનસેવનની તો વાત જ શેની હોય? વ્યસનસેવન તો સાધુને માટે સર્વથા ત્યાજ્ય છે.

સાધુ પોતાના આત્માનું કલ્યાણ કરતા થકા, વિશ્વકલ્યાણને માટે પ્રવૃત્તિ કરે છે. તેઓ પ્રાણી માત્ર પર મૈત્રી રાખે છે. મૈત્રી–ભાવ તેમજ સમતાભાવનો ઉપદેશ આપે છે. જ્ઞાન-ધ્યાનમાં, યોગ સાધનમાં, તપશ્ચર્યામાં તથા જગતમાં શાંતિનો પ્રચાર કરવામાં નિરંતર મગ્ન રહે છે. તેઓ કોઇને ભારરૂપ થતા નથી. છતાં પણ જનતાને પોતાના પવિત્ર આચાર વડે, નિર્મળ વિચાર વડે અને શુદ્ધ તથા સત્ય ધર્મના પ્રચાર વડે કુમાર્ગથી વિમુખ બનાવી સન્માર્ગ તરફ વહન કરાવે છે. માનવસમાજમાં ધર્મની જ્યોત જગાડનાર, આધ્યાત્મિકતાની ભાવના ફેલાવનાર, એક માત્ર સાચા સાધુઓ જ છે. એવા સાધુઓની સંગતિ જીવનને સાર્થક તેમજ સફળ બનાવે છે.

## છત્રીસ

ભવ્યો! જડ અને ચેતનના રહેવાનાં સ્થાનને લોક કહે છે. લોકની બહાર એક માત્ર આકાશ છે તેને અલોક કહે છે.

જડના પાંચ પ્રકાર છે—(૧) ધર્માસ્તિકાય (૨) અધર્માસ્તિકાય (૩) આકાશાસ્તિકાય (૪) કાળ અને (૫) પુદ્ગલાસ્તિકાય.

ધર્માસ્તિકાય તે દ્રવ્ય છે, જે જીવ અને પુદ્ગલની ગતિ ક્રિયામાં સહાયક હોય છે. તેમની સ્થિતિમાં અધર્માસ્તિકાય નિમિત્ત રૂપ છે. આકાશાસ્તિકાય બધાને આશ્રય આપે છે. કાલ નવા ને જુના કરવામાં, પર અપર આદિ વ્યવહારોમાં કારણભૂત બને છે. પુદ્ગલ દ્રવ્ય એ છે કે, જેમાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શ હોય એટલે જે આપણને દૃષ્ટિગોચર થાય છે.

પાંચ અજીવ દ્રવ્યો ઉપરાંત, છઠ્ઠું દ્રવ્ય જીવ છે. પૌદ્ગલિક સુખોમાં ફસાઇને, આ જીવ વિવિધ પ્રકારની યોનિઓમાં પરિભ્રમણ કરે છે. કોઈવાર નરકમાં જઈને ઘોર યાતનાઓ ભોગવે છે. કોઈવાર સ્વર્ગનો દેવ બની જાય છે અને પોતાનું આયુષ્ય પૂરૂં કરીને, પુનઃ કીટ–પતંગ યા અન્ય કોઈ યોનિમાં જન્મ લે છે. આ પ્રકારે જન્મ મરણનું આ ચક્ર અનાદિ કાળથી ફરી રહ્યું છે. અને જ્યાં સુધી તેને મોક્ષ લાભ નહિ મળે ત્યાં સુધી આ ચક્ર ચાલતું જ રહેશે. જન્મ મરણની ભીષણ વેદનાઓથી મુક્ત બનવાનો એક માત્ર ઉપાય એજ છે કે—મનુષ્ય ધર્મના સાચા સ્વરૂપને સમજે, તેનું મનન કરે અને પછી તેને કર્તવ્યમાં મૂકે. તેને માટે માનવજીવન સર્વોત્તમ અવસર છે. આ અવસર ચૂકવાથી પુનઃ પુનઃ દુઃખપરંપરા ભોગવવી પડે છે. માટે એવો પ્રયત્ન કરો કે તમારા આત્મામાં જે અક્ષય સુખનો સાગર રહેલો છે તે વ્યક્ત–પ્રત્યક્ષ બની જાય અને આત્મા અનંતકાળ સુધી હંમેશને માટે સુખી બની શકે.

---

# ઉદયપુર ચાતુર્માસ

હિન્દૂ-કુલ-સૂર્ય, હિઝ હાઇનેસ ધી મહારાણા સાહેબ ઉદયપુરના પરમ આગ્રહથી, જૈન દિવાકર, પ્રસિદ્ધ વક્તા પં. મુનિશ્રી ચૌથમલજી મહારાજનું ચાતુર્માસ વિક્રમ સં. ૧૯૯૫ માં, મેવાડની રાજધાની ઉદયપુર નગરમાં થયું. મુનિશ્રીનું શુભાગમન શહેરમાં અશાડ શુદિ દશમે થયું. તે વખતની શોભા ખૂબ જ જોવાલાયક હતી. ચારે તરફથી જનસમૂહ ઉલટયો હતો. વીર જયધ્વનિના ગગનભેદી નાદોથી શહેરની દશે દિશાઓ ગુંજી ઉઠી હતી. તે દિવસે જૈન દિવાકરજીના શુભાગમનને અંગે ઉદયપુર દરબાર તરફથી આખા શહેરમાં અગતો પળાવવા માટે રાજઘોષણા થઈ હતી. તે દિવસે જૈન દિવાકરજીએ મહેતાજી શ્રીમાન્ જીવણસિંહજી સાહેબની હવેલીમાં નિવાસ કર્યો. ત્યાં મુનિશ્રીના ત્રણ વ્યાખ્યાનો થયા. વધારેમાં વધારે જનતાએ આવીને મુનિશ્રીની અમૃતમયી વાણીનો લાભ મેળવ્યો. ત્યાંથી જૈન દિવાકરજી પંચાયતી નોહરામાં પધાર્યા. જ્યાં મુનિશ્રીના ચાર વ્યાખ્યાન થતાં શ્રોતાઓની સંખ્યા લગભગ ૨૫૦૦ સુધી પહોંચી ગઈ હતી. શ્રોતાઓને બેસવા માટે ચાદર, જાજમ તથા તાપથી બચવા માટે મોદ વગેરે દરબારમાંથી મળી હતી. આસપાસની જનતાએ પણ મુનિશ્રીના પવિત્ર આગમનના સમાચાર જાણ્યા ત્યારથી તેમને પણ દર્શન માટે તીવ્ર ઉત્કંઠા થઈ આવી. આગન્તુક મહેમાનોને ઉતરવા માટે ફતેહ મેમોરિયલમાં પહેલા વર્ગના બે દિવાનખાનાનાં દ્વાર આઠે પહોરને માટે ખોલી દેવામાં આવ્યાં હતાં.

જૈન દિવાકરજીની, પવિત્ર, સરળ હૃદયને હલાવી મૂકે તેવી અને કર્ણમધુર ઉપદેશોની ધૂમ ઘેર ઘેર, મોહલ્લે મોહલ્લે અને પડોશના ગામે ગામમાં ફેલાઈ ગઈ. ત્યારે તો શ્રોતાઓની ભીડ દિનપ્રતિદિન ખૂબ ખૂબ જામતી ગઈ. છૂત અને અછૂત, નિર્ધન અને તાલેવંત તથા વૃદ્ધ અને બાળક સૌ કોઈ આવી-આવીને મુનિશ્રીના ઉપદેશોનો એક સરખો લાભ લેવા લાગ્યા. તેઓએ, આ ઉપદેશોને માત્ર કાનદ્વારા સાંભળીને જ તેની ઈતિ સમાપ્તિ માની લીધી નહિ, પરન્તુ પોતપોતાની શક્તિ, બુદ્ધિ તથા વિવેક પ્રમાણે તેઓએ તે ઉપદેશોને કર્તવ્યમાં મૂકવાની બળપૂર્વક કોશીશ કરી. ખાટકીઓએ પોતાના બાપદાદાઓનો જીવહિંસાનો ધંધો છોડી દીધો. જે માંસાહારી લોકો પોતાના ઘરમાં માંસ પકાવવાનો હંમેશનો ધંધો માની રહ્યા હતા, તેઓએ પોતાના બાકીના જીવનને માટે, માંસસેવન ન કરવાની સખ્ત પ્રતિજ્ઞા લીધી. શરાબીઓએ પોતાની મહામૂલ્ય શરાબની બાટલીઓ ફોડી નાખી. બીજા કેટલાક માણસો જેઓ જુદી જુદી જાતનાં દુર્વ્યસનોમાં ફસાયલા હતા તેઓએ તેનાથી જીંદગીભર દૂર રહેવાના સોગન લીધા. એમ સેંકડો ખરાબ બાબતોના ત્યાગ થવા લાગ્યા. સેંકડો નરનારીઓનાં જીવન સન્માર્ગ તરફ વળ્યાં. તે બધાનું સાંગોપાંગ વર્ણન કરવા માટે અહિંયા સ્થાન પણ નથી. પરન્તુ જેઓએ તે દિવસોની ઘટનાઓ પોતાની આંખે જોઈ છે તેઓ એટલું તો જરૂર કહેશે કે, મુનિઓના પવિત્ર પાદસ્પર્શથી તથા તેમના સત્સંગથી, જે લાભ જગતને સ્વાભાવિક મળવો જોઇએ તે ઉદયપુરને પણ તે દિવસોમાં મળ્યો અને તેની અસર આજે પણ અહિં તહિં ફૂલી-ફાલી રહી છે.

દ્વિતીય શ્રાવણ વદ ૧૨ થી પર્યુષણ પર્વ ઉજવવાનું કાર્ય શરૂ થયું. તે દિવસોમાં પાખી રાખવી તે પણ ખુબ જરૂરી છે. તે પ્રમાણે, રાજકર્મચારીઓ સાથે વાતચીત થઈ. પરન્તુ તેમના તરફથી, 'અગતો તો ભાદરવામાં રખાય છે' એવો ભણકાર આવતા જ, શ્રાવકોએ દરબારશ્રીને નિવેદન કર્યું. તેમની પ્રાર્થના મહારાણા સાહેબે ધ્યાનપૂર્વક સાંભળી. અને આખરે, અગતો પળાવવા માટે શહેરભરમાં દાંડી પીટાવવામાં આવી કે "ચોથમલજી મહારાજના પર્યુષણ છે તો અગતો રાખજો." લોકોએ મહારાણા સાહેબના આ સુંદર દીર્ઘદર્શિતાનાં કાર્ય માટે ખૂબ ખૂબ પ્રશંસા કરી. સંવત્સરીના ૩૦૫ પૌષધ થયા હતા.

રક્ષાબંધનને દિવસે, ખુદ મહારાણા સાહેબે પણ જૈન દિવાકરજીના ઉપદેશામૃતનો લાભ ઉઠાવ્યો. લગભગ ૫૫ મીનીટ સુધી દરબારશ્રીએ મુનિશ્રીના ઉપદેશનું પાન કર્યું. ઉપદેશ સાંભળીને દરબારશ્રી ખૂબ પ્રસન્ન થયા.

તપસ્વી શ્રી નેમીચંદજી મહારાજે ૫૩ દિવસની તપશ્ચર્યા જે કેવળ ગરમ પાણીના આધાર પર કરી રાખી હતી, તેના પૂરનો દિવસ પણ ભાદરવા શુદ ૫ સોમવારનો આવી રહ્યો હતો. તેજ દિવસોમાં 'નિર્ગ્રન્થ પ્રવચન સપ્તાહ' ધામધૂમપૂર્વક ઉજવવાનું આયોજન પણ ખૂબ ઉત્સાહપૂર્વક થઈ રહ્યું હતું. સુબોધ, સુવાચ્ય અને સુંદર સુભાષિતાવલી (Mottoes) થી મંડપનો ખુણે ખુણો શણગારવામાં આવ્યો હતો. શહેરમાં સેંકડો હેન્ડબીલો વહેંચવામાં આવ્યા હતા. શહેરભરની પ્રસિદ્ધ પ્રસિદ્ધ દિવાલો પર પોસ્ટર્સ (Posters) ચોડાવવામાં આવ્યા

હતા. રાજા મહારાજાઓ પાસે ખાસ ‘ આમંત્રણ પત્ર ’ તેમજ ચારે તરફના સઘળા જૈન શ્રી સંઘોને આમંત્રણ પત્રો મોકલવામાં આવ્યા હતા. ભાદરવા વદ ૧૩ ના રોજ, ‘ શાન્તિકથા ’નું પારાયણ થયું. તે વખતે શ્રોતાઓની સંખ્યા લગભગ ૪૦૦૦ સુધી જઇ પહોંચી હતી અને ૧૫૦૦ થી વધારે આયંબિલ થયા હતા. ઉદયપુરમાં એકી સાથે આટલા બધા આયંબિલો થયાનો આ પહેલો જ સુપ્રસંગ હતો. ચતુર્દશી, એ સપ્તાહનો પહેલો દિવસ હતો. બહારના ભાવિક શ્રોતાજનોની ઠઠ્ઠ પર ઠઠ્ઠ આવવા લાગી. તેમાંથી કોઇ એક દિવસ રહેતા, કોઈ બે દિવસ રહેતા. એમ આખા સપ્તાહ સુધી આવનાર શ્રાવકોની ખૂબ આવજા મચી રહી. જે દિવસે સપ્તાહની પૂર્તિ થઈ રહી હતી તે દિવસે બહારગામોથી લગભગ ૧૫૦૦ જૈન અજૈન ભાઈઓ આવ્યા હતા. બ્યાવર તથા અજમેરવાળા ભાઈઓ તરફથી શ્રીફળની પ્રભાવના વહેંચવામાં આવી હતી. તે દિવસે શ્રોતાઓની સંખ્યા ૭૦૦૦ સુધી પહોંચી ચૂકી હતી. તે આખા દિવસને માટે, દરબારશ્રીએ પોતાની સમસ્ત રિયાસતમાં જીવહિંસા સદંતર બંધ રાખવાનો જે હુકમ ફરમાવ્યો હતો તે આ પ્રમાણે છે—

“ હુકમનામા—

નં. ૧૭૨૭૧

કાલૂલાલજી લીલવાયા, મન્ત્રી શ્રી જૈન મહાવીર મંડળની દરખ્વાસ્ત પેશ હુઈ, કિ ચૌથમલજી મહારાજકા ચાતુર્માસ યહાં હુઆ હૈ. ઇનકે શિષ્ય, તપસ્વી મુનિશ્રી નેમીચન્દજી મહારાજને ૫૩ દિનકી તપસ્યા, સિર્ફ ગરમ જલકે આધાર પર

પ્રથમ શ્રાવણ શુકલ ૧૨ સે શુરૂ કી હૈ. જિસકા પૂર ભાદો શુકલ ૫, તા. ૧૮-૯-૧૯૩૯ કો હોગા. સો, ઈસ દિન, મેવાડ મેં અગતા પલનેકા હુકમ ફર્માયા જાવે. લિહાજા, જરિયે હુકમ હાજાં જુમલે ઠિકાને જાત, વ હાકીમાન જિલા વ દીગર મુતા અલકીનકો ઇત્તિલા દી જાતી હૈ, કિ હસ્બ દરખ્વાસ્ત ભાદવા સુદી ૫ કો સારે મેવાડમેં અગતા રખાવેં. ફકત.

સહી-પ્રભાસચન્દ્ર ચટર્જી-તેજસિંહ."

આ ઉપરના હુકમ અનુસાર, તે દિવસે, આખા મેવાડ ભરમાં, જીવહિંસા બીલકુલ બંધ રહી. આસપાસની અન્ય રિયાસતો તથા ત્યાંના જાગીરદારોએ પણ પોતપોતાને ત્યાં અગતો પળાવ્યો અને તેની સૂચના પણ યથાસમય, તેઓએ પત્ર વગેરે દ્વારા મોકલીને પોતાની આંતરિક ધર્માભિરૂચિ તેમજ તે પ્રત્યે સહાનુભુતિ પ્રગટ કરી.

તેમાંથી થોડાક પત્રો આગળ આપવામાં આવે છે.



॥ શ્રી ॥

નં૦ ૩૪૪ બૂંદી

તા. ૧૭–૯–૩૯

સેક્રેટરી,

**શ્રી જૈન મહાવીર મંડલ,**

**ઉદયપુર.**

આપકા પત્ર તા૦ ૧ સિતમ્બર કા પ્રાપ્ત હુઆ. ઉત્તર મેં સૂચિત કિયા જાતા હૈ તા૦ ૧૮ સિતમ્બર સન્ હાલ મિ૦ ભાદવા સુદી ૫ કો મહલોં મેં જીવ હત્યા ન હોને દેને કે વિષય મેં શ્રીમતી મહારાનીજી સાહિબા ને મંજૂરી ફર્મા દી હૈ. અતઃ ઉસ દિન મહલોં મેં જીવ હત્યા બન્દ રહેગી.

Devki Nandan B. A. L.L. B.
Acting Dewan Bundi State,
Bundi

॥ શ્રી પરમેશ્વરજી મહારાજ ॥

**શ્રીમાન્ જૈન દિવાકર મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી ચૌથમલજી સાહેબ કે સેવા મેં સ્વીકૃત હો શુભસ્થાન ઉદયપુર (મેવાડ)**

વિનોતા સે રાવત મદનસિંહ કા નમસ્તુ અર્જ માલૂમ હોવે આપકી ઓર કા કુશલ પત્ર પઢ કર બહુત ખુશી હુઈ. આપકા ફરમાન પહલે મુજબ હો રહા હૈ ઔર ભાદવા સુદી ૫ કે રોજ ભી જૈસી આપકી આજ્ઞા હૈ ઉસી મુઆફિક હોગા ઔર સેવક કો ભી દર્શનોં કી અભિલાષા પૂરી હો રહી હૈ. કૃપા કરકે દર્શન બક્ષાવે. ફક્ત તા. ૧૩-૯-૧૯૩૯ ઈ૦ મિતિ ભાદવા વિદિ ૩૦

આપકા

**સુખલાલ જૈન**

કારકુન ઠિકાના વિનોતા

* ॐ *

ઠિકાના સરવાનિયા
મહારાજ
૪-૯-૧૯૩૯

શ્રી સેક્રેટરી સાહબ,
શ્રી જૈન શ્વેતામ્બર મહાવીર મંડલ,
ઉદયપુર (મેવાડ)

સાદર સપ્રેમ જયજિનેન્દ્ર !

આપકા કુશલ પત્ર મિલા પઢ કર અત્યન્ત હર્ષ તથા આનંદ પ્રાપ્ત હુઆ. વ મંડલ કે પ્રેમ કા પરિચય મિલા. આપકે આદેશાનુસાર ભાદવા સુદી ૫ કો કતઈ હમારે યહાં પર જીવ હિંસા નહીં હોગી. યહ મુઝે સહર્ષ શિરોધાર્ય્ય હૈ. ઔર વૈસે તો હમારે ઈલાકે કી સરહદ મેં જહાં તક બના હૈ જીવહિંસા નિષેધાત્મક હી ઐલાન વ અમલ સદૈવ જારી હૈ જો મૈં અપના એક કર્તવ્ય (પાલન) કર્મ સમઝતા હૂં.

મૈં આપકે ઈસ ધાર્મિક વ પ્રેમમય સંદેશ કે પ્રતિ હાર્દિક પ્રેમ, શ્રદ્ધા, વ પ્રસન્નતા પ્રકટ કરતા હુઆ પ્રાર્થી હૂઁ કે શ્રી ૧૦૦૮ શ્રી જૈન દિવાકર પ્રસિદ્ધ વક્તા મુનિ શ્રી ચૌથમલજી મહારાજ સાહબ મય સન્ત સમાજ કે ચરણ કમલોં મેં દાસ કા અતિ પ્રેમ, શ્રદ્ધા વ નમ્રતા સે સાષ્ટાંગ નમસ્કાર અર્જ માલૂમ કરેં.

આપકા
M. L. Sinha
ઠિકાનેદાર સરવાનિયાં મહારાજ.

॥ શ્રી ॥

નં૦ ૩૧૮

રાજેશ્રી સેક્રેટરી સાહબ જૈન મહાવીર મંડલ

ઉદયપુર (મેવાડ)

બાદ જય શ્રી આનન્દઘનજી કે પત્ર આપકા મવરખે ૧-૯-૧૯૩૯ બઇ ખુલાસે કિ તપસ્વી નેમિચન્દજી મહારાજ ને કેવલ ગર્મ જલ કે આધાર પર ૫૩ દિન કા અનશન વ્રત ધારણ કિયા હે. ઈસ તપ કી પૂર્તિ તા. ૧૮-૯-૩૯ ભાદવા સુદી ૫ સોમવાર કો હોગા ઉસ રોજ કે લિએ જીવ હિંસા નહીં હોને કા પ્રબન્ધ હોને કો વગેરા આને પર, જબાબન તકલીફ દેને મેં આતા હે કે તા. ૧૮-૯-૩૯ કો ખાસ નામલી વ મવાજેઆત નામલી મેં જીવ હિંસા નહીં હોને કા હુકમ દિયા ગયા હૈ. ફક્ત તા. ૫-૯-૧૯૩૯.

રામનારાયણ

કામદાર ઠિકાના

નામલી (રતલામ સ્ટેટ).

॥ શ્રી ॥

## રા. રાજેશ્રી ૧૦૮ શ્રી શ્રીમાન્ પૂજ્ય મહાત્માશ્રી પં. મુનિશ્રી ચૌથમલજી મહારાજ કે પવિત્ર સેવા મેં

સાદર પ્રણામ સ્વીકૃત હો અપરંચ ધર્મ પ્રચાર ઉદ્દેશ્ય સે ઉદયપુર સ્થાન સે તપસ્વીજી શ્રી નેમિચન્દજી મહારાજ કે ૫૩ દિન કા અનશન વ્રત કી સૂચના કાલૂલાલજી લિલવાયા ઉદયપુર સે વ મશવરે પન્નાલાલજી નોગાંવા કે જર્યે ફાર્મ મિલે જિસકે લિએ આપ સબ કો હાર્દિક ધન્યવાદ હૈ. ઈશ્વર આપ જૈસે મહાત્માઓં કો કાયમ રકખેં તાકિ હર તરહ ઉન્નતિ હો. સાથ હી ઈસકે હીજ હાઇનેસ શ્રીમંત મહારાણાજી સાહેબ ઉદયપુર વ સર્વ સજ્જનોં કો ધન્યવાદ હૈ.

મુતાબિક સૂચના ફાર્મ કે તપ કી પૂર્તિ કે દિન ભાદવા સુદી ૫ તા. ૧૮-૯-૧૯૩૯ કો કોઈ જીવ હિંસા ન કરે એસા ઇન્તજામ કર દિયા હૈ. વ આયે ફાર્મ પાસ કે ખેડાવદા, પચલાના, બરડિયા આદિ ઠિકાનોં મેં મુદ્દામ ભેજ દિયે ગયે હૈં. વહાં ભી ઐસા હી હુઆ હૈ. ફક્ત તા. ૧૧-૯-૩૯.

આપકા દર્શનાભિલાષી
**મહારાજ શેરસિંહ**
વ
**કુંવર ઉંકારસિંહ**
ઠિકાના નૌગાંવા પરગના
બડનગર (ગ્વાલિયર સ્ટેટ)

તપસ્યાના પૂર પર, બહારથી આવેલા દર્શકો તેમજ શ્રોતાઓના સ્વાગત ખર્ચને માટે, શ્રી ઉદારચેતા ઉદયપુર દરબારશ્રીએ, શ્રી જૈન મહાવીર મંડળને એક હજાર ૧૦૦૦ રૂપીયાની રોકડ સહાયતા આપી. જેને માટે ઉપર્યુક્ત મંડળ, પોતાના દરબાર પ્રત્યે આભાર પ્રદર્શિત કરે છે.

ભાદરવા શુદિ ૬ ના રોજ, એક મોટું સરઘસ કાઢવામાં આવ્યું. જેમાં અનેક તો ભજન મંડળીઓ હતી. જન સમાજ પણ સરઘસમાં ઉલટી પડયો હતો. વચમાં વચમાં, અનેક પ્રકારના જયનાદો થતા જતા હતા. જે ગગનને ગુંજતા થકા, શહેરના પ્રત્યેક આબાલ વૃદ્ધ નરનારીનાં સૂતેલાં હૃદયોમાં ધર્મની પ્રબળ પ્રભાવનાની જાગૃતિનો શંખનાદ ફૂંકી રહ્યા હતા. શહેરની મુખ્ય મુખ્ય સડકો પરથી પસાર થતું, આખરે તે સરઘસ, અગ્રવાલોની ધર્મશાળામાં જઇને સમાપ્ત થયું. શ્રી જૈન મહાવીર મંડલ, તેના સઘળા મેમ્બરો તેમજ શ્રી સંઘના બધા સજ્જનોએ આવેલા અતિથિઓની, દિલ ખોલીને સેવા–સુશ્રૂષા કરી. બદલામાં, તેની પ્રશંસા પણ બધા તરફથી મુક્ત કંઠે થઈ.

કાર્તિક માસમાં રાત્રીને વખતે, શ્રી દિવાકરજીએ 'શ્રી રૂખમણી મંગલ' ફરમાવવું શરૂ કર્યું. તેનો પણ હજારો નર-નારીઓ લાભ ઉઠાવતા હતા. માગશર વદિ ૧ ના રોજ, શ્રી ઉદયપુર દરબારે પુનઃ ઉપદેશશ્રવણનો પૂરેપૂરા એક કલાક સુધી લાભ લીધો. દરબારશ્રીને ઉદ્દેશીને, તે દિવસે જે કાંઈ થોડું ઘણું શ્રી જૈન દિવાકરજીએ ફરમાવ્યું, તે વાચક વૃંદ આ પુસ્તકમાંથી જાણી શકશે. તે દિવસે, ઉપદેશ સાંભળીને,

દરબાર શ્રી ખૂબ હર્ષ પામ્યા. બદલામાં, તેઓએ પોતાના સ્વહસ્તે વસ્ત્ર તથા શ્રી એકલિંગદાસજીના પ્રસાદમાંથી પ્રસાદ વહોરાવ્યો.

મુનિશ્રીના વિહારનો સમય આવ્યો. જ્યારે પંચાયતી નોહરામાંથી વિહાર માટે તેઓ નીકળ્યા તે વખતે શહેરની જનતા વરસતી નદીની માફક તેમની સાથે નીકળી પડી. ત્યાંથી ઘંટાઘર ( ટાવર ) સુધી ખૂબ ભીડ હતી. તે દિવસના સરઘસની જન સંખ્યા લગભગ ૧૦,૦૦૦ સુધી આવી પહોંચી હતી. તે દિવસે પણ, દરબારશ્રીના હુકમથી, દાંડી પીટાવીને આખા શહેરમાં અગતો પળાવવામાં આવ્યો હતો.

શહેરથી પ્રસ્થાન કરીને, તે દિવસે, મુનિશ્રી, નારાયણજીના બંગલામાં બિરાજ્યા. ત્યાં તેઓના ત્રણ વ્યાખ્યાનો થયા. ત્યાંથી મુનિશ્રી, શ્રીમાન મહતાજી જીવનસિંહજી સાહેબના અત્યાગ્રહથી, શ્રીમાન મનોહરસિંહજીના બંગલે રોકાયા. ત્યાં ચાર વ્યાખ્યાનો થયા. ત્યાંથી વિહાર કરીને, નાઈગાંવ શ્રી સંઘના પરમ આગ્રહથી, મુનિશ્રીએ નાઈગાંવમાં પદાર્પણ કર્યું. ત્યાં છ વ્યાખ્યાનો થયા. ઉદયપુરની ભાવિક જનતાએ અહિં સુધી શ્રી જૈન દિવાકરજીનો સાથ ન છોડયો. અત્યાર સુધી પણ, ૧૫૦ થી ૨૦૦ નરનારીઓ વ્યાખ્યાનોનો લાભ લેવા માટે, હમેશાં ઉદયપુરથી આવતાં જતાં રહેતાં હતાં. નાઈગાંવમાં આવીને, સિસારમાના બ્રાહ્મણોએ મુનિશ્રી પ્રત્યે વિનયપૂર્વક કહ્યું કે એકાદ વ્યાખ્યાન થાય તો ઠીક. 'સંતોનું હૃદય નવનીત સમાન' તો હોય જ છે. તે મુજબ તેઓ ત્યાં પણ પધાર્યા. ત્યાં એક વ્યાખ્યાન થયું. ત્યાંથી વિહાર કરીને, જૈન દિવાકરજી, શ્રીમાન કન્હૈયાલાલજી ચૌવીસાજી વગેરેના અતિ

આગ્રહથી, બ્રહ્મપુરીમાં પધાર્યા અને ત્યાં તેમણે લોક કલ્યાણકારક ૪ વ્યાખ્યાનો આપ્યા. ત્યાંથી આએડ પધાર્યા. ત્યાં પણ ૫ વ્યાખ્યાન થયા. ત્યાંથી જૈન દિવાકરજી સ્ટેશન પર પધાર્યા. ત્યાંની ધર્મશાળામાં પણ તેમના ૪ વ્યાખ્યાનો થયા. એક વ્યાખ્યાન શ્રીમાન મહુતાજી મદનસિહજી ડયોઢીવાલા વાડીમાં થયું. એ દરમ્યાન, શ્રીયુત સ્ટેશન માસ્તર સાહે પણ એક વ્યાખ્યાનની વિનંતિ કરી. તે મુજબ, સ્ટેશન પ્લેટફૉર્મ ઉપરજ, મુનિશ્રીના એક વ્યાખ્યાનનો પ્રબંધ વામાં આવ્યો. આ બધા વ્યાખ્યાનોનો હજારો નરનારીએ લાભ લીધો. હજારો ત્યાગ થયા. લોકોના આજના જીવનમાં ધર્મના ભાવો જાગૃત થયા. આ રીતે પવિત્ર પાદસ્પર્શથી, મેવાડની ભૂમિને, જે જે અમ ચાતુર્માસમાં મળ્યા, એ બધાનું સાંગોપાંગ વર્ણન અમારી જડ લેખિની તદ્દન અસમર્થ છે. તેમ કોઇ પણ તેનું પૂરેપૂરું વર્ણન કરી શકે નહિ. તેમના દ્વારા નાર જે આંતરિક આનંદ છે તે તો વખારમાંનો ગોળ જ તે જે ચાખે છે તે જ તેના સ્વાદને જાણી શકે છે. ર જાણીને પરમાનંદમાં મશગૂલ બની જાય છે. પુણ્યોદય આવો સુઅવસર, જીવનમાં, સૌને સર્વત્ર અને સર્વકાળે આ રહે. જેથી ભૂલ્યા–ભટકતા સંસારી જીવો, પોતાના જીવન અંતિમ ધ્યેય સાધવામાં પૂર્ણ સદાચારી બનીને સમર્થ થ શકે. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ !



# ધાર્મિક પુસ્તકો મંગાવો

ભગવાન મહાવીર કા આદર્શ જીવન ૨ાા) (ધાર્મિક સ્વાધ્યાય કા ગ્રં
જૈન સ્તવન મનોહરમાલા ભા૦ ૨ ≈) જૈન સ્તવન મનોહરમાલા
આદર્શ રામાયણ ૧) સજિલ્દ ૧ા) જૈનાગમ થોક સંગ્રહ સજિલ્દ
આદર્શ મુનિ હિંદી ૧ા) ગુજરાતી ૧ા) નેમીરાયજી ~) લાવ
વિલાસ ~) મહા૦ ઉદયપુર ઔર ધર્મોપદેશ ≈ા) સ્વર્ગ સોપાનમ્
કાવ્ય વિલાસ ~ા) જૈન મત દિગ્દર્શન ત્રિંશિકા ~ા) લઘુ ગૌત
પૃચ્છા ~) જૈન સ્તવન વટિકા ≈ા) જૈન સુખ ચેન બહાર
ભા૦ ≈) સત્યોપદેશ ભજ૦ ≈ા) ભા૦ ૩ ~ા) મુખ વસ્ત્રિકા
પ્રા૦ સિદ્ધિ≈) સમસ્યા પૂર્તિ સુમનમાલા≈) મેઘ કુમાર ।~) પરિચયદ
આદિનાથ ચ૦ ≈) ભગ૦ મહા૦ કા દિવ્ય સં૦ હિં૦ ≈ા) ભગ
મહા૦ કા દિવ્ય સં૦ મરાઠી ≈) આદર્શ તપસ્વી ≈) દીપાવલી
પાર્શ્વનાથ ચરિત્ર ≈) તમ્બાખૂનિષેધ ≈) સીતા વનવાસ દિગ્દર્શિકા ≈)
ઉદયપુર કા આદર્શ ચાતુર્માસ ≈ા) ગજલ મય ધન્ન ચરિત્ર ~ા) જૈન
સ્તવન મનોરંજન ગુચ્છા ≈) સુશ્રાવક અરણકજી સચિત્ર ≈) અષ્ટાદશ
પાપનિષેધ સાર્થ ≈) મૂલ ડાા મનમોહન પુષ્પલતા ~) અંતગઢ અર્થ
સહિત≈ા) સતી અંજના ઔર વીર હનુમાન ।) ભગવાન મહા૦ કા જન્મ
કલ્યાણ ~) સુપાર્શ્વનાથ ~) નંદી સૂત્ર ≈) સમકિતસાર ।।।) જૈનસુબોધ
ગુ૦ ।।।) ઉદયોપણા ।।) મેરી ભાવના ડાા નિર્ગ્રંથ છાયાનુવાદ સજિલ્દ ।।)
નિર્ગ્રંથ પદ્યાનુવાદ ।≈) મૂલ ≋) અંગ્રેજી ।।) નિર્ગ્રંથ ભાવાર્થ સહિત
।) નિર્ગ્રંથ ગુજરાતી ।।≈) ઉર્દૂ ।।) મહાવીર સ્તોત્ર અર્થ સહિત ।~)
મહાબલ મલિયા ચરિત્ર ।≈) ઇક્ષુકારાધ્યયન ।) ધન ચરિત્ર ≈ા)
મુખવસ્ત્રિકા નિર્ણય સચિત્ર ।) ઉદયપુર મેં અપૂર્વ ઉપકાર ।) જૈના-
ગામ થોક સંગ્રહ પ્ર૦ ભા૦ =) દ્વિતીય ભા૦ ।) તૃતીય૦ ભા૦ ।~)
ચ૦ ભા૦ ।) પાં૦ ભા૦ ।~) છ૦ ભા૦ ≋) મોહનમાલા ।~) સદ્બોધ
પ્રદીપ ≋) સ્થા૦ કી પ્રાચીનતા સિદ્ધિ ।) વ્યાખ્યાન મૌક્તિક મા૦ ૩ા
ગુજ૦ ।) જ્ઞાનગીત સંગ્રહ ~।) પુચ્છિસુણં ડાા ભ્રમ નિકન્દન ડ
સામાયિકસૂત્ર ~) ધર્મોપદેશ સન્ધિ પત્ર ~) જૈન સાધુ મરાઠી ~)
અંગ્રેજી ~) સવિધિ પ્રતિક્રમણ ~) ભક્તામરાદિ સ્તોત્ર ~) અંગ્રેજી ≈)
જૈન મન મોહન માલા ~) શ્રીપાલ ચરિત્ર ≈ા) જંબૂ ચરિત્ર ~ા)
જૈન જગત્ કે ઉજ્જવલ તારે ।≈) સુખ વિપાક અર્થ સહિત ।
આબાલવૃદ્ધ હિતશિક્ષા ~ા) સુખ સાધના ।≈) જ્ઞાતા ધર્મ કથાંગ
।।।) જૈન જગત્ કી મહિલાએં સચિત્ર ।।≈) પ્રત્યુત્તર ।।) રાણાજી વ
જૈન દિવાકરજી કે ફોટૂ ૪ા) સૈંકડા; જૈન નમોકાર મંત્ર કે પાને ~)।।

જૈનોદય પુસ્તક પ્રકાશક સમિતિ—રતલામ